# મારા વિના નહિ ચાલે

: લેખક :
ધનવંત ઓઝા

: કિંમત :
કાચું પૂંઠું : બાર આના     પાકું પૂંઠું : એક રૂપિયો

: સોલ એજન્ટ :
યુગધર્મ સાહિત્ય ભંડાર : રાજકોટ

“મારા વિના નહિ ચાલે” એ એક ટૂંકી નવલકથા છે. એ પ્રશ્નની ગંભીર ચર્ચા કરવાનું કામ મારું નથી. ગુજરાતના વિદ્વાન વિવેચકોને અને અવિદ્વાન કુવિવેચકોને એ કામ સોંપી હું તો માત્ર એટલું જ કહીશ કે એ નવલકથા નથી, નવલિકાયે નથી, એ છે પ્રસંગ–નોંધ અને એક કાલ્પનિક અને છતાંયે તદ્દન વાસ્તવિક એવી શક્તિમાન અને વિકૃત માનસ ધરાવનારી નારીની જીવન–કથા.

એ જે હો તે હો. પ્રવેશક–દ્વારા આ નાની શી કિતાબની સમાલોચના હું નહિ કરું. પણ પ્રવેશક–દ્વારા આજનાં સમાજ–જીવનના અનેક વ્યાધીઓમાંના એક મુખ્ય વ્યાધી–વેશ્યાવૃત્તિ વિષે સંક્ષિપ્ત નિબંધ આપી એ પ્રશ્નનું નૂતન–દૃષ્ટિનું પૃથક્કરણ હું આપું છું. આ કિતાબ પણ એ વસ્તુનું નિરૂપણ કરે છે.

વેશ્યાવૃત્તિ પ્રાચીન કાળથી ચાલી આવે છે એ નિર્વિવાદ હકીકત છે. પણ અર્વાચીન વેશ્યા અને પ્રાચીન વેશ્યા વચ્ચે એટલો ભેદ છે કે એ બંને વચ્ચેનું સામ્ય એમાં નજરે જ ન ચડે. સમાજ–જીવનમાં જેમ પલટા થતા ગયા છે, બરાબર તેમ જ સમાજના વ્યાધીથી આ સંસ્થા પણ પલ-

ટતી રહી છે. એ સંસ્થાની તવારીખની ટૂંકી રજુઆત અહીં કરીએ.

વેશ્યાવૃત્તિનો આરંભ ક્યારે થયો હતો ? આ સવાલનો જવાબ એક જ છે. લગ્ન-સંસ્થા જ્યારથી જન્મી છે ત્યારથી જ વેશ્યા–સંસ્થા પણ જન્મી છે. જગત બધુંયે વેશ્યાને તીરસ્કારે છે. પણ સાચી રીતે તો નીતિના આપણા અવળા ખ્યાલોનું પરિણામ જ વેશ્યાવૃત્તિ છે. લેકી નામનો એક પ્રસિદ્ધ સમાજશાસ્ત્રી તો એમ કહે છે કે:—"જગતને શરમથી નીચું જોવું પડે એવી ભયંકર વિકૃતિઓ આ એકમાત્ર સંસ્થા ઝીલી લે છે. સંસ્કૃતિના વિકાસને કારણે સમાજની સ્વસ્થતા ટકાવવા માટે માનવતાની વેદી ઉપર વેશ્યા સંસ્થા ચડી જાય છે—અવનતિને પંથે જાય છે, જગત ઉન્નત બની શકે એ કાજે." સવાલ એ છે કે આપણે 'વેશ્યા' એ શબ્દની વ્યાખ્યા શું કરીએ છીએ ? એ શબ્દની વિધવિધ વ્યાખ્યાઓ આજપર્યંત થઈ છે. વસંતસેનાને કે એસ્પેસીયાને આપણે વેશ્યા કહીએ ? સામાન્ય દૃષ્ટિયે એ વેશ્યાઓ ગણાઈ તો છે જ. પણ વૈજ્ઞાનિક દૃષ્ટિએ તો એ વેશ્યાઓ નથી જ નથી.

પેરેન્ટ ડુશેરેલેટ નામના એ ફ્રેંચ તબિબે પાશ્ચિમાત્ય સાહિત્યમાં વેશ્યાના પ્રશ્નની વૈજ્ઞાનિક મિમાંસાનો આરંભ કર્યો. એણે વેશ્યાની વ્યાખ્યા આમ આપી કે: "અનેક પ્રસંગે જ્યારે એક નારી જાતીય સંબંધમાંથી પૈસા મેળવતી હોય, એ વ્યવસાય એ કરે છે એમ જાહેર રીતે મનાતું હોય, જ્યારે એની એ કારણે ધરપકડ થઇ હોય અને એવો ગુન્હો પુરવાર થયો હોય અથવા પોલીસખાતાને એ એવો વ્યવસાય ચલાવે છે એવો સંતોષ થયો

હોય ત્યારે એ નારી વેશ્યા કહેવાય." આ વ્યાખ્યા અધુરી જ છે. જાહેર રીતે આ વ્યવસાયમાં ન પડેલો એવો આખો વેશ્યાઓનો એક વર્ગ છે અને એ વર્ગનો આ વ્યાખ્યામાં સમાવેશ નથી થતો.

રે નામના એક બીજા ફ્રેન્ચ તબિબની વ્યાખ્યા આના કરતાં વધારે સ્પષ્ટ છે: "વેશ્યાવૃત્તિ એ છે કે જેમાં એક નારી આર્થિક બદલો મેળવીને અથવા એવો બદલો મેળવવાની આશાયે તે કોઈ પુરૂષ જોડે વારંવાર જાતીય સંબંધ બાંધે." પણ આ વ્યાખ્યામાં પણ એક ઉણપ તો છે જ. એક કરતાં વધારે પુરુષો જોડે જે નારી સંબંધ રાખે એને જ સાચી દૃષ્ટિએ વેશ્યા કહી શકાય એ ખ્યાલ આમાં નથી સચવાતો. એક જ પુરૂષ જોડે જો કોઇ પણ જાતીય સંબંધ રાખે તો એ વેશ્યાવૃત્તિ તો નથી જ. એ ભલે પ્રેમ–સંબંધ ન હો, એ ભલે લગ્ન–સંબંધ ન હો, એ બીજું ગમે તે હો, વેશ્યાવૃત્તિ તો એ નથી જ નથી.

વેશ્યાવૃત્તિની સંપૂર્ણ વ્યાખ્યા શૃંક નામનો તબિબ અતિ–સંક્ષિપ્ત રીતે અને સંપૂર્ણ રીતે આમ આપે છે: "માનવ શરીરદ્વારા જાતીયવૃત્તિ સંતોષવાનો વ્યવસાય એ વેશ્યાવૃત્તિ છે." એ વ્યવસાય છે એટલે આર્થિક બદલાની સ્પષ્ટ આશા તો એમાં છે જ. નર–નારીના જાતીય સંબંધ ઉપરાંતના બધા જ વિકૃત જાતીય–સંબંધીનો પણ આ વ્યાખ્યામાં સમાવેશ થઈ જાય છે.

વેશ્યાવૃત્તિની આવી વ્યાખ્યાનો સ્વીકાર કરીએ તો પ્રાચીન કાળની અને મહદ્ અંશે તો મધ્યયુગની કહેવાતી વેશ્યાવૃત્તિ એ વેશ્યાવૃત્તિ જ ન કહી શકાય. એમાં તો આજના મુક્ત કે અવ્યવસ્થિત જાતીય સહચારનું જ તત્ત્વ હતું. એમાં નિયં-

ત્રિત જાતીય સંબંધનો અભાવ હોય એ વાત સાચી પણ એમાં એ સંબંધ બજારૂ ચીજ તો નહોતો જ.

આજની વેશ્યા–સંસ્થા જોડે સીધો સંબંધ ધરાવતી એવી પૂરોગામી સંસ્થા તો ધાર્મિક–વેશ્યા–સંસ્થાને ગણી શકાય એમ મને તો લાગે છે, દેવદાસીની અને એવી જે બીજી પ્રથાઓ જૂના કાળમાં અસ્તિત્વમાં હતી એમાં કંઈક અંશે જાતીય સંબંધને આર્થિક સ્વરૂપ અવશ્ય આપવામાં આવતું. દેવદાસી જોડે જાતીય સંબંધ જોડનાર દેવ–મંદિરને કંઈક ભેટ ધરતો. અને એ રીતે એ દેવમંદિરના, મહંત કે બીજા વ્યવસ્થાપકોનું સ્થાન વર્તમાન–કાળના વેશ્યા–ગૃહોના સંચાલકો જેવું બની રહેતું. પણ આ સંસ્થા એક દૃષ્ટિએ વર્તમાન વેશ્યા–સંસ્થાથી જુદી પડે છે. વર્તમાન વેશ્યા–સંસ્થામાં પોતાના દેહને વેચનારી નારી આર્થિક કારણે જ એમ કરતી હોય છે, ત્યારે એ પ્રાચીન ધાર્મિક સંસ્થામાં એ નારી ધાર્મિક કારણે જ એમ કરતી–એ માનતી કે એ માર્ગે એ દેવસેવા કરી રહી છે.

પણ વેશ્યા–સંસ્થાને ઘણે અંશે મળતી એવી આ ધાર્મિક–વેશ્યા–સંસ્થાનું સંક્ષિપ્ત નિરૂપણ અહીં કરીએ. એ કરીને પછી આપણે વર્તમાન વેશ્યા–સંસ્થાની ઉત્પત્તિનાં કારણોનું નિરૂપણ કરીશું. આ બે વસ્તુઓ આપણને વર્તમાન સંસ્થાનાં મૂળ બતાવશે અને બંને વચ્ચેના ભેદને સ્પષ્ટ કરશે.

ધાર્મિક–વેશ્યા–સંસ્થાના બે સામાન્ય સ્વરૂપ છે. એક જ વેળા જાતીય સહચાર સેવવાની પદ્ધતિ અને કાયમી વેશ્યા—જીવન જીવવાની પદ્ધતિ એ આ બે સ્વરૂપો છે.

પહેલી પદ્ધતિમાં સામાન્ય રીતે અક્ષત–યોનિ કુમારી

પોતાનો દેહ કોઈને સોંપે છે. કેટલીક વેળા ક્ષત-યોનીઃ નારી પણ એક જ વાર પર-પુરૂષ સંબંધ સાધે છે. અક્ષત યોનિ કુમારી કાં તો દેવની મૂર્ત્તિ કે એવાં કોઈ સાધનદ્વારા પહેલો યોનિ-પ્રવેશ સાધે છે અથવા તો દેવના પ્રતિનિધિ રૂપ ગણાતા રાજા, આચાર્ય કે એવા કોઇ માનવદ્વારા યોનિ-ખંડન સાધે છે.

આપણા જ દેશમાં દક્ષિણ પ્રદેશમાં દેવ-મૂર્તિદ્વારા યોનિ-ખંડન કરવાની પ્રથા સોળમી સદી સુધી પ્રચલિત હતી. દશ વર્ષની કુમારી કન્યાઓનું યોનિ-ખંડન કરવાનો આ ક્રુર રિવાજ હતો. એક દેવ-મંદિરમાં કન્યાને લઈ જવામાં આવતી. હાથી-દાંત, લોખંડ કે એવા કોઈ પદાર્થનો પુરૂષ-લિંગનો આકાર કરીને દ્રવ્ય યોનિ-ખંડન થતું. અથવા તો પુરૂષ-દેવની મૂર્તિનાં જાતીય લિંગ દ્વારા આ ખંડન થતું.

મોઆબી અને યહુદીઓમાં પણ પ્રાચીન-કાળમાં આવી જ રૂઢિઓ હતી. એવી ગવાહી તવારીખ પૂરે છે.

બીજી પદ્ધતિમાં દેવનો એક પ્રતિનિધિ યોનિ-ખંડનનું કાર્ય કરે છે. 'પહેલી રાતનો હક્ક' [Jus Primar noctis]ના નામથી ઓળખાતી આ પ્રથા છે. સ્રી એના પતિની મિલ્કત બને, એ પહેલાં એક રાતે એ રાજા, આચાર્ય કે બીજા કોઈ માનવી દ્વારા યોનિ-ખંડન સાધે એવો આ રિવાજ હતો. પતિએ જો યોનિ-ખંડન કર્યું હોય તો દેવની આરાધના કાજે ગમે તે એક રાત એના પ્રતિનિધિ જોડે ગાળવાથી દેવ તૃપ્ત થાય એવી પણ એમાં યોજના હતી.

ધાર્મિક વેશ્યા–વૃત્તિનો એક વિશિષ્ટ પ્રકાર દેવી–પૂજાનો હોય છે. લગ્નનાં કોઈપણ બંધન વિના 'કુદરતી' જીવન જીવવાની એ પ્રથા છે. એ દેવીનાં અનુયાયીઓ લગ્ન કર્યું હોય તોયે એક બીજાં જોડે મુક્ત સહચાર સાધે. કોઈપણ સ્ત્રી આગળ જાતીય સહચારની માગણી કોઈપણ પુરૂષ કરે તો ચે ના ન પાડી શકે એવો આ પ્રથામાં પ્રબંધ હોય છે.

આ પ્રકારની પ્રથાઓ પણ હિંદનાં સ્થળે સ્થળે અસ્તિ-ત્વમાં હતી.

આવી આ પ્રથાઓમાંથી દેવદાસી જેવી પ્રથાઓ ક્રમે ક્રમે અસ્તિત્વમાં આવી હશે.

આ પ્રથાનો આરંભ દેવ–મંદિરમાં જાતીય સહચાર સાધવાથી થયો હતો. દેવની તૃપ્તી કરવાને કાજે અને એની આશીષ મેળવવા માટે આ રીતે જાતીય સંબંધ થતા, સમય જતાં દેવદાસીની અને એવી પ્રથાઓ અસ્તિત્વમાં આવી એને પરિણામે પુરૂષોને માટે દેવ–મંદિરે પોતાની પત્નિને લઈ જવાની આવશ્યકતા ન રહી. દેવદાસી દેવની પ્રતિનિધિ રૂપ પણ કેટલાંય સ્થળોએ ગણાતી. દેવ–પૂજાના સંપ્રદાયોમાં તો આ પ્રથાએ આવું સ્પષ્ટ સ્વરૂપ લીધું જ હતું. દેવીનું પ્રતિનિધિત્વ ભોગવતિ સ્ત્રી જોડે જાતીય સહચાર સાધવાથી દેવીની તૃપ્તી થઇ શકે એવી સામાન્ય માન્યતા એ કાળે હશે.

આવી વેશ્યા — સંસ્થાઓ સિવાયની વેશ્યા — સંસ્થા પણ પ્રાચીન — કાળમાં હતી. પણ એ કાળે વેશ્યાનો સામાજીક દરજ્જો આજે છે એવો ન હતો. એને માનનીય ગણવામાં આવતી. એ વિદ્વાન હતી. એસ્પેસીઃ।, લીલા

મોન્ટેઝ કે વસંતસેના સમી ‘ વેશ્યા ’ઓએ રાજકારણ ઉપર અને સમાજ ઉપર ઊંડી અસર કરી હતી. આજે આપણે જેને વેશ્યા કહીએ છીએ એ અર્થમાં તો એ વેશ્યાઓ હતી પણ નહિ. સાચી નહિ તો મુક્ત સહચાર કરતી એવી એ સ્વતંત્ર નારીઓ હતી. આદર્શ મુક્ત સહચારમાં એક જ પુરૂષ એક જ સ્ત્રી જોડે પ્રેમ — સંબંધ માત્રથી જોડાઈ રહે એ કલ્પનાને એ નહિ પહોંચી હોય. પણ એનાથી ખૂબ ખૂબ નજીક એવી સ્થિતિએ તો એ અવશ્ય પહોંચી ગઈ હશે.

જાતીય આવેશ, ચોકખો હવશ પુરૂષની વેશ્યાવૃત્તિ માટેની માગનું એક કારણ હશે — કદાચ એ મહત્વનું કારણ હશે; પણ એ એક માત્ર કારણ તો નથી જ. જાતીય આવેશની વિકૃતિ સિવાય પણ આ માર્ગે પુરૂષોને વાળનારાં બળ અવશ્ય હશે.

પ્રાચીન કાળમાં તો પુરૂષોના જાતીય આવેગનું સાંત્વન બીજા બધા આવેગોનાં સાંત્વનની જેમ જ અને એટલી જ સરળતાથી થઈ શકતું. આજે સંસ્કૃતિના કાળમાં આ આવેગોનું દમન થાય છે. પણ દમનથી એ આવેગો ભુંસાઈ તો નથી જ જતા. જ્યારે એ આવેગ જાગૃત થાય છે ત્યારે દમનને કારણે એ વિકૃત સ્વરૂપ ધારણ કરે છે.

સામાન્ય રીતે કહીએ તો વેશ્યા — સંસ્થા — અર્વાચીન વેશ્યા — સંસ્થાની ઉત્પત્તિનાં અનેક કારણો છે. એ બધાં કારણો ભેગાં મળીને અથવા એમાંનાં કેટલાંક ભેગાં મળીને આજની વેશ્યા — સંસ્થાને જન્મ આપે છે. વિકૃત જાતીય

આવેગ ધરાવતી નારી અથવા એવા પુરૂષો અપવાદ હોઈ શકે — એ નિયમ ન હોય. એટલે એ કારણે વેશ્યા — વ્યવસાયમાં જતી નારીની સંખ્યા અતિ મર્યાદિત જ હોય. સામાન્યતઃ વેશ્યા માત્ર આ જન્મ વિકૃત ન હોય. પરિસ્થિતિ-જન્ય કારણોને પરિણામે એમાં માનસિક વિકૃતિ પ્રવેશે છે અને તેથી આ માર્ગે નર અને નારી વળે છે.

વેશ્યા — સંસ્થાને પોષતું સૌથી મોટું કારણ તો આજની સામાજીક રચના અને એને કારણે જન્મતાં અનિષ્ટો છે. દારિદ્ર અને જીવનની જરૂરતોના અભાવને કારણે સંખ્યા-બંધ યુવતીઓ આ માર્ગે જાય છે એ હકીકત હવે તો નિર્વિવાદ બની ગઈ છે. સમાજના આર્થિક અનર્થોનો સ્વરૂપ પલટો થઈને એ અનીતિનું સ્વરૂપ ધારણ કરે છે.

માનવીનાં માનસનું ઘડતર પણ આ માર્ગે જવા એને પ્રેરે એ શક્ય છે. પણ એ માનસ પણ પરિસ્થિતિમાંથી જ ઘડાય છે. વિકૃત પરિસ્થિતિમાં વિકૃત માનસ ઘડાય એ સ્વાભાવિક છે. એટલે એમાં પણ અંતે તો પરિસ્થિતિનો એટલે સામાજીક રચનાનો દોષ છે.

વિધવિધ પ્રકારની જીવનની પરિસ્થિતિ, કેળવણીનો અભાવ, સોબતને પરિણામે થયેલી અસર, રહેઠાણની મુશ્કેલીઓ — આ અને આવાં અનેક કારણો વેશ્યા — સંસ્થાને જન્મ આપે છે. એક જ ઓરડીમાં દસ બાર માણસને સાથે રહેવાનું હોય ત્યાં યુવાન માણસ ઉપર અવશ્ય આવી છાપ પડે. સ્ત્રી–પુરૂષના સહચાર માટે જે મર્યાદાઓની જરૂરત છે એ ત્યાં ન સચવાય. અને બાળકોને આ પ્રશ્ન અંગેની કેળવણી આપવાની આવા કંગાલ લોકોને

સગવડ પણ ક્યાંથી હોય ? અને આજનો સમાજ પણ આ પ્રકારની કેળવણી સામે મના કરે છે. એ સંજોગોમાં બાળકો વિકૃત માર્ગે જાય એ તદ્દન સ્વાભાવિક છે.

આજની આર્થિક રચનાને પરિણામે આ વિકૃતિ બીજાં માર્ગે પણ વિકાસ પામે છે. નારી — દેહના વેપારનો વ્યવસાય આજે આર્થિક દૃષ્ટિએ તો ખૂબ લાભદાયી છે. અનેક માર્ગે આ વ્યવસાય ચાલે છે. મસાજને નામે, હોટેલને નામે, સ્નાન — ગૃહોને નામે અને એવે અનેક નામે આ વ્યવસાય ચલાવવામાં આવે છે.

વર્તમાન વેશ્યા — સંસ્થાનો એક પ્રકાર તદ્દન નવો છે. અર્ધ — વેશ્યા [ Demi monde ]ના નામથી ઓળખાતી નારીઓ આજે જગતના મોટાં નગરોમાં હોય છે. એ સીધો વેશ્યા વ્યવસાય નથી ચલાવતી. જે પુરૂષ એને જોડે સંબંધ ધરાવવા ચાહે એની જોડે એ સહચાર જ કરે. એનું સહચાર — વર્તુલ મર્યાદિત હોય છે. અને જાણે નૈતિક જીવન જીવતી હોય એવો એ દંભ કરે છે.

આવી આ સંસ્થાના અનેક અનર્થો છે. એ સંસ્થાનો ધ્વંશ કરવાના આજે વિધ વિધ પ્રયત્નો થાય છે. અને છતાં યે આજે આ સંસ્થા તો ફુલીફાલી રહી છે. કયા કારણે આ પરિસ્થિતિ હશે ? એનાં કારણો સ્પષ્ટ છે. આજની સામાજીક રચના જ એવી છે કે એમાં આ સંસ્થા વિના નહિ ચાલે. આપણી આ વાર્તામાં સુનયના એ સ્પષ્ટ કહે છે કે જે ચીજની આગ છે એ ચીજનું અસ્તિત્વ નહિ ટળે. એને માટેની આગનાં કારણો દૂર થાય તો જ એ આગ અટકે અને પરિણામે આ સંસ્થા બિનજરૂરી બની રહે.

કોઈ કહેશે કે આજની લગ્ન — સંસ્થાનુ પરિણામ આ વેશ્યા — સંસ્થા છે. કંઇક અંશે એ વાત સાચી છે. પણ એ લગ્ન — સંસ્થા તો આજની સામાજીક સંસ્થાનું જ પરિણામ છે ને ? સામાજીક રચનાના પલટા વિના લગ્ન — સંસ્થાનો પલટો અશકય છે. એટલે આ સૌ અનિષ્ટોને ટાળવા માટેનો એક જ માર્ગ રહે છે. એ માર્ગ છે આજની અન્યાયી રચનાને તોડવાનો.

હવે છેક છેલ્લી વાત. સૌ કોઇને એક પ્રશ્ન પૂછવાનું મન થશેઃ આ વાર્તા મૌલિક છે ? એ પ્રશ્નનો હું સાફ ઉત્તર આપું છું કે એ મૌલિક છે એવો દાવો હું નથી કરતો. એ સીધો અનુવાદ પણ નથી. એક જ વાર્તા કે કિતાબમાંથી આ વાર્તામાં વસ્તુને સીધું લેવામાં પણ નથી આવ્યું. એક અંગ્રેજી નવલકથાનો એમાં મુખ્ય ભાગ છે. પણ એ ઉપરાંત બીજી નવલકથાઓ કે નવલિકાઓની છાયા એના ઉપર હશે. પણ એનો સૌથી મહત્વનો ભાગ — એનો નિબંધાત્મક ભાગ — તો મારા માનસ — વિજ્ઞાન, સમાજ વિજ્ઞાન અને અર્થ — વિજ્ઞાનના પરિપાકનું પરિણામ છે.

ધનવન્ત ઓઝા.

**મને** મારા વ્યવસાયને કારણે જરા યે શરમ આજે ચતી નથી — ભૂત કાળમાં થઇ નથી, ભવિષ્યમાં થશે એવું લાગતું નથી. મને તો ખાત્રી છે કે આજે મારા વ્યવસાયનો હું ત્યાગ કરું તો યે એ અટકે એમ નથી; કારણ કે મારું સ્થાન લેનાને અનેક માનવી તત્પર છે — એ સ્થાન ખાલી તો નહિ જ રહે. તો પછી મારા વ્યવસાયનો ત્યાગ હું શા માટે કરું ? મારા પિતા ગુજરાત બહારના એક શહેરના વતની હતા. એમણે પરપ્રાન્તની સૌન્દર્યવતી સ્ત્રી જોડે લગ્ન કર્યું હતું. બાલ્યવયમાં, બાર વર્ષની વયે મને એક ખ્રિસ્તી મિશનની શાળામાં મૂકવામાં આવી હતી, પણ એક સાલભર પણ એ શાળાના વ્યવસ્થાપકોએ મને ત્યાં રહેવા ન દીધી. ‘ અનિષ્ટ અને ગંદાં એવાં બધાં તત્ત્વો આ બાલિકામાં ભર્યાં છે ’ — આવી અમારી શાળાની મુખ્ય અધિષ્ઠાત્રિનો અભિપ્રાય હતો. શાળાની બીજી બાજુ વિદ્યાર્થિનીઓ ઉપર મારી સોબતની વિપરિત અસર પડે એ ભયે તેર વર્ષની વયે મને ત્યાંથી રૂખસદ મળી.

આટલી નાની વયે પણ શું મારામાં જાતીય વિકૃતિઓ પ્રવેશી ગઈ હશે? મને પણ આ વાત નથી સમજાતી અને આશ્ચર્ય થાય છે.

પણ મને લાગે છે કે એવી વિકૃતિઓ મારામાં અવશ્ય પેસી ગઇ હશે. જાતીય આવેગ અતી–તીવ્ર સ્વરૂપમાં ન અનુભવી હોય એવો સમય જ મારી સ્મૃતિમાં નથી. મિશ્નનની શાળામાં અમને ઇશ્વરનો ભય રાખવાનું, જહન્નત અને જહન્નમનું અસ્તિત્વ સ્વિકારવાનું અને એવું કૈંક ધાર્મિક શિક્ષણ આપતા, પણ મારે ગળે તો આ વાત કદાપિ ન ઉતરી. એ સમજવા મેં કોઈ દિવસ પ્રયત્ન સરખો પણ ન કર્યો. મારે એકરાર કરવો જોઇએ કે 'હૃદયની લાગણી' જેવું કશું મને નથી. એટલે કદાચ હું જન્મથી જ અસામાન્ય હોઉં.

અને એટલે જ હું કહું છું કે મારા પછીના જીવન ઉપર કોઇએ રોષ ન કરવો ઘટે. અતી સૌન્દર્યવતી તો હું કોઈ પણ કાળે ન હતી, પણ મારાં ચક્ષુમાં એક ગૂઢ પ્રકારનું આકર્ષણ હતું. મારી એ આંખો વિચિત્ર અને વિસ્મય પમાડનારી હતી. એ આંખ જાદુભરી હતી. એનો રંગ અવર્ણનીય હતો, પણ જેના ઉપર એ નજરે પડે એને એ સોંસરા વિંધી નાખતી. મારી માતાની આંખ પણ આવા જ પ્રકારની હતી અને મારી માતાનું જીવન પણ અસામાન્ય તો હતું જ. મને મારી માતા માટે પ્રેમ ન હતો.

પુરુષો તો મને જોઈને ગાંડા બનતા. જાણે હું એક પ્રકારનું પુરુષચુંબક હતી. ગમે તે વયનો પુરુષ પણ, કોઇ બીજી સ્ત્રીથી ન આકર્ષાય એ રીતે, મારાથી ખેંચાતો.

મિશનની શાળામાંથી બરતરફી મળ્યા પછી વર્ષે દોઢ વર્ષે મેં મારું વિકૃત જીવન આરંભ્યું.

એ કાળે પણ હું તીવ્ર જાતીય — આવેગ અનુભવતી અને કેટલીક વેળા તો એ તીવ્રતા એટલી વધી જતી કે મને પોતાને પણ ભય લાગતો. મને એ આવેગ પોતાના પ્રવાહમાં ખેંચી જતો, સમુદ્રના મોટાં મોજાંની જેમ મને પોતાની અંદર ગરકાવ કરતો અને તેથી કેટલીયે વાર મને આશંકા થતી કે મારી વયની અથવા કોઇ પણ વયની કોઈ પણ બાલિકાને આવી લાગણી થતી હશે કે કેમ.

સ્વાભાવિક રીતે જ પુરૂષોએ મારી આ હાલતનો ઉપયોગ કરવાનું શરુ કર્યું. અંતે આશક કરતાં પિતા થવાને વધારે યોગ્ય એક બુઢ્ઢાના હાથમાં હું આવી પડી. એ તો સાચે જ પ્રેમાંધ બન્યો હતો. પંદર વર્ષની મારી વય હતી ત્યારથી જ એ મને જાણે પૂજતો. મારા પિતા હું સોળ વર્ષની થઈ ત્યારે અવસાન પામ્યા અને મારી માતાએ મને આ ઘરડા ખચ્ચરને વેચી મારી.

કહેવાય છે કે કુદરત જો એક હાથથી ઉદાર બની જાય છે તો બીજા હાથથી હાનિકારક બની રહે છે.

અસામાન્ય બુદ્ધિ — પ્રતિભા અને ઝડપી નિર્ણય શક્તિ મને વરી હતી, પણ મારાં શરીરના કોઈ ભાગમાં પ્રેમનો એક અંકુર પણ ન હતો. પ્રેમ એ મારે મને અર્થહીન શબ્દ છે. આવેગ એ જ સાચી હકીકત છે. ત્રણ વર્ષ સુધી હું આ ખચ્ચર જોડે રહી, અને પછી એ મૃત્યુ પામ્યો — એક લાખ રૂપીઆનો મને વારસો સોંપીને.

મારા આ પતિએ મને જગત એટલું બતાવ્યું હતું, એને વિષે મને એણે એટલી એટલી વાત કરી હતી, જીવનનાં અનિષ્ટ પાસાંનો મને એટલો અનુભવ કરાવ્યો હતો કે હું ઓગણીસ વર્ષની વયે તો જાતીય વિકૃતિની મર્યાદાએ પહોંચી ગઇ હતી.

અને પછી મારા મનમાં એક મહત્વાકાંક્ષા પ્રગટી ધનની. જગત ઉપરની અતી શ્રીમંત નારીઓમાં સ્થાન પામવાની તાલાવેલી મને લાગી. એ સમયથી મારાં જીવનનો એ આદર્શ બની ગયો.

પણ આ આદર્શ વાસ્તવિક્તાનું સ્વરૂપ લે શા રીતે ? એ સવાલ હતો — વિકટ સવાલ હતો.

પણ મને એ માર્ગની વિકટતાએ ન મુંઝવી. મને તો એ માર્ગ સાફ સાફ દેખાતો હતો. કેંક સ્ત્રી — પુરૂષો તો એ માર્ગે દ્રવ્યોપાર્જન કર્યાનું મને જ્ઞાન હતું, અને એ માર્ગ મારે માટે તો રસીક પણ બનશે, એમ મને લાગતું હતું — બદબોભરેલો એ માર્ગ હતો એ કારણે મારી વિકૃત કલ્પના શક્તિને એ માર્ગ આકર્ષક લાગ્યો — મારા વિકૃત પતિએ પોષેલી એ વિકૃત કલ્પના શક્તિને.

પછી તો મેં એક નગરમાં એક આલિશાન હવેલી ભાડે રાખી. એ નગરનું નામ હું નથી આપતી. એ નામ આપું તો આ વાત જોડે સંકળાએલા કેટલાયે આદમીઓ બદનામ થઇ જાય. મેં એ હવેલી ભાડે રાખી એટલે મારે વિષે લોકોમાં જાત જાતની વાતો થવા લાગી. પરદેશી જેવી લાગતી એક વિધવા યુવતિ આ રીતે રહે એ આશ્ચર્યનું કારણ તો અવશ્ય હતં.

અને મારે વિષે લોકો વાત કરે — મારા તરફ લક્ષ આપે, એ કાજે તો હું નગરમાં ગઈ હતી. પણ મારે વિષે વાત કરે ત્યારે અમર્યાદિત રીતે વાત કરે એમ હું ઇચ્છતી ન હતી. એટલે તો હું એકલવાયું જીવન ગાળતી હતી. કોઇની જોડે હું વાત ન કરતી અને મને કોઇ મળવા ન આવતું.

થોડાંક અઠવાડિયાં આમને આમ વીતી ગયાં. અને પછી એક દહાડો હું જેની રાહ જોઈ રહી હતી એ વ્યક્તિ આવી.

એ એક શ્રીમતિ વિધવા હતી. એની સંપત્તિ વિશાળ હતી અને એની આબરૂ શંકાસ્પદ હતી. મારી હવેલીમાં એણે પ્રવેશ કર્યો ત્યારે લોકો ધીમે ધીમે ગણુગણુવા માંડયા — એક બીજાનાં કાનમાં કૈંક ખાનગી ગુફ્તેગો કરવા લાગ્યા. અને પછી સૌના ચહેરા ઉપર જાણે સૂચક એવી રેખાઓ અંકિત થવા લાગી. પણ એની બદફેલી થાય એવું કંઈ સંભળાય એ રીતે કહેવાની કોઇની હિંમત ન હતી, અને હકીકતે તો આ શ્રીમંત વિધવા વિષે પાયાદાર માહિતિ તો કોઇની પાસે ન હતી. એમની માહિતિ માત્ર લોકવાયકા ઉપર જ રચાએલી હતી. પણ લોકવાયકા જ્યારે વ્યાપક સ્વરૂપ લે છે, ત્યારે એમાં સત્યનો અંશ અવશ્ય હોય છે.

આ શ્રીમંત વિધવા વિષે મને થોડી માહિતિ તો હતી જ. મારા જેવી સ્ત્રીઓએ મળવાને એ આતુર રહેતી એમ પણ હું જાણુતી હતી. એ શ્રીમતિનાં અંગત જીવન વિષે વિસ્તૃત માહિતિ ધરાવનાર નાનાં વર્તુળમાં મારો પણ સમાવેશ થતો હતો. એનો સમય કયા વ્યવસાયમાં વ્યતિત થતો,

એણે કયા માર્ગે આ વિશાળ દોલત એકઠી કરી, વગેરે હકીકતથી હું વાકેફ હતી. અને તેથી એને મળવાની તક સાધવા હું આ નગરમાં આવી હતી.

પણ મને આશા હતી કે અવન્તિકાબાઇ તો એ શ્રીમતિ વિધવાનું નામ હતું, શોધવા જવાની મને જરૂર નહિ રહે, અને મારી એ આશા સાચી ઠરી. મારી તો ગણત્રી હતી કે મારે માત્ર રાહ જોવાની રહે છે, અને મારી એ ગણત્રી સાચી હતી.

"થોડા દિવસ મેં રાહ જોઈ અને મારી આશાએ મૂર્ત સ્વરૂપ લીધું. આકર્ષક પોષાક પહેરીને એક દિવસે હું મારી હવેલીના ઝરૂખામાં ઊભી હતી. મને અવન્તિકાબાઇએ જોઈ અને એમણે મારી હવેલીમાં પ્રવેશ કર્યો. રસ્તા ઉપરની હજાર આંખ એના તરફ અને મારા તરફ ખેંચાઈ રહી. એ ઉપર આવી — ઝરૂખામાં આવી અને પછી એણે રસ્તા ઉપર એક નજર નાખી.

"હું આમ અચાનક તમારા મકાનમાં આવી છું એથી તમને ખોટું નહિ લાગે ને?" અવન્તિકાબાઇએ પૂછ્યું.

મેં એના તરફ દૃષ્ટિ કરી — સ્થિર દૃષ્ટિ કરી. એણે સ્મિત કર્યું—કૈંક પુરુષોને વિહ્વળ બનાવનારું એ સ્મિત હતું.

"તમને જોઇને કોણ જાણે કયા કારણે મને આકર્ષણ થાય છે." એણે ફરીને કહ્યું.

થોડીવારમાં તો અમને એક બીજાં જોડે ફાવી ગયું.

આ ભવ્ય નારી એક કુશળ નટી થાત એવી લાગણી પણ મને થઇ. મારું જીવન જાણવાની અવન્તિકાબાઇને ઇચ્છા થઈ.

અને પછી તો...

અવન્તિકાબાઈ મારે ત્યાં રોકાઇ ગયાં, મારા તરફનાં એમનાં આકર્ષણને કારણે એ મને છોડી ન શકયાં. એમના મનમાં કૈંક યોજનાઓ વિચારાઈ રહી હતી—અને મારા મનમાં પણ અનેક યોજનાઓ રચાતી હતી.

મારું સાચું નામ મેં છૂપાવ્યું. એક ખોટું નામ ધારણ કરીને મેં મારાં પૂર્વજીવનની કલ્પિત વાત એમને કરી. એક શ્રીમંત પરપ્રાન્તિય યુવાન જોડે મેં કેવી રીતે લગ્ન કર્યું અને પછી તો એક સાલ માત્રમાં એ જુવાનનું અવસાન કેવી રીતે થયું અને મારું એક માત્ર એક બાળક કેવી રીતે મૃત્યુ પામ્યું, અને એના અવસાનના શોકને કારણે મારા ઉપર ખૂબ માનસિક અસર થવાથી હું કેવી રીતે ચાર માસ પર્યંત હોસ્પીટલમાં રહી હતી, અને તબિબિ સલાહને અનુસરીને હું કેવી રીતે આ નગરમાં આવી હતી.—આવી આવી તદ્દન કલ્પિત વાત મેં અવનિકાબાઇને કરી. આ બધી વાત ખૂબ લાગણી—ઉત્તેજક હતી. એને પરિણામે અવન્તિકાબાઇને ઉંડી અસર થતી હોય એમ લાગતું હતું.

વાત કરતી વખતે મારે સંભાળપૂર્વક વર્તવું પડતું હતું. અવન્તિકાબાઇ લાગણી બતાવે એ ખ્યાલ જ હાસ્યાસ્પદ લાગતો હતો. પણ મને થતું વિસ્મય મારે છૂપાવવાનું હતું.

"મારી સાથે આવીને થોડો સમય ગામડાંમાં ગાળ તો ? મારું મકાન તો સાવ જંગલમાં છે, તું ત્યાં આવે તો

મને પણ આનંદ થાય. તંદુરસ્ત હવા અને મનોહર પ્રકૃતિથી તારી તબિયત સુધરી જશે. ”

આમ અવન્તિકાબાઇએ મારા તરફ ભાવ બતાવવાનો આરંભ કરી દીધો હતો. પણ મને જરા આશંકા થતી હતી. એટલે મેં એમને કહ્યું કે એમની લાગણી ઘણી સારી હતી પણ હજી એટલી બધી લાગણીનો ઉપયોગ કરવાનું મને યોગ્ય લાગતું ન હતું. થોડો વિચાર કરવાની મેં મહેનત માગી.

પણ મેં મનમાં તો એના આમંત્રણનો સ્વિકાર કરવાનું નક્કી જ કરી રાખ્યું હતું, અને એટલે છેવટે મેં એની માગણી કબુલ રાખી. હું તો આ નગરમાં આ આમંત્રણ મેળવવાની આકાંક્ષાથી ખેંચાઇને જ આવી હતી. એના જંગલમાંના મહાલય વિષે મને તો સંપૂર્ણ માહિતિ હતી. મહાલયની અધિષ્ઠાત્રી બનવાના કોડ મારા મનમાં હતા. અને મેં મારા કોડ પૂરા પણ કર્યા જ છે. પણ એ તો વિષયાંતર થઇ જાય.

અને પછી તો અમે ઉપડયાં, એક નાનાં સ્ટેશને અમે ઉતર્યાં અને ત્યાં અવંતિબાઈની વીકટોરીયા ગાડી અમને લેવા આવી હતી. એ સ્થળે અમારા સિવાય કોઈ ન ઉતર્યું. બધું સુમસામ લાગતું હતું. મેં ચોપાસ નજર ફેંકી. માનવ–વસ્તીનું તો કયાંયે નામ–નિશાન ન હતું. બધોયે પ્રદેશ જંગલી હતો, અને માઇલો સુધી કંઈ ન હોય એવું લાગતું હતું.

સ્ટેશનથી મહાલય ચૌદ પંદર માઈલ દૂર હતો. મહા–

લગે અમે પહોંચ્યાં ત્યારે અંધકારના ઓળા ઉતરવા માંડયા હતા. ચાંદનીમાં મેં એ ભવ્ય મહાલયયોની ભુખરી દિવાલો નિરખી. એ ગૂઢ લાગતી હતી. અને પહેલી જ વાર મારામાં ભયનો સંચાર થયો. જે નારીની ભયાનકતા વિષે મને આટલો સાફસાફ ખ્યાલ હતો એ નારીના હાથમાં મારી જાતને સોંપવામાં મેં મોટી ભૂલ કરી ન હતી? આ સ્થળનો ત્યાગ કરવાની મને ઈચ્છા થાય તો પણ અવંતિકાબાઈની સંમતિ અને જાણ બહાર હું શી રીતે છોડી શકું?

મહાલય વિશાળ હતું. એને અનેક બારીઓ હતી, પણ એક પણ બારીમાંથી પ્રકાશનાં કિરણ આવતાં ન હતાં. મને એ કારણે વધારે એકલતા લાગી. હું વિચારમગ્ન હતી. ત્યાં અવંતિકાબાઇએ એમાં ભંગ પાડયોઃ "બેટા, તું સાથે આવી તેથી મને કેટલો આનંદ થાય છે? તને પણ અહીં ખૂબ મઝા પડશે."

મેં કશો જ જવાબ ન આપ્યો. 'તને પણ અહીં ખૂબ મઝા પડશે'—આ શબ્દો મારા કાનમાં ગાજી રહ્યા. જાણે એ સૂચક શબ્દો હોય એવી મને પ્રતીતિ થવા લાગી. જાણે આ ભલી બાઇ મને જીવનભર અહીં રાખવા ચાહતી હોય એમ મને લાગવા માંડયું.

સાગનો વિશાળ દરવાજો એક બાઇએ ખોલ્યો. ખોલતાં ખોલતાં એણે મારા તરફ ત્રાંસી નજરે જોયું. પછી સ્મિત દ્વારા એણે અમને આવકાર આપ્યો. એ સ્મિત અર્થભરપૂર ભાસતું હતું—એના તરફ મને ધૃણા ઉપજી. એવા પ્રકારનું સ્મિત સધળે ભાવિની મૂશ્કેલીઓની આગાહી કરે છે.

મને માળ ઉપરના એક વિશાળ ખંડમાં લઈ જવામાં

આવી. રાજમહાલયની સગવડો એ ખંડમાં હતી. ત્યાં જે ચિત્રો ટાંગવામાં આવ્યાં હતાં એણે મારું ધ્યાન ખેંચ્યું. મહાલયે મારા ઉપર જે ઘેરી છાયા આવરી હતી, એના કરતાં યે વધારે ઘેરી છાયા આ ખંડથી મારાં માનસ ઉપર પડી.

ખંડમાં અમે આવ્યાં એ પહેલાં જ મારો બધો સામાન તો અવંતિકાબાઇના નોકરો લઈ ગયા હતા. મારી પથારી ઉપર એક રાત્રે પહેરવા માટેનાં વસ્ત્રોની જોડ હતી.

" આજે તો તારી તહેનાતમાં મૂકવા માટે કોઇ ચાકરડી નથી. પણ કાલે સવારથી તને એક ચાકરડી આપીશ હો ! " અવન્તિકાબાઇએ મ્હને આ પ્રમાણે કહ્યું.

પછી અમે બંને જમવા ગયાં. જમવા ગયાં ત્યાં ચાર સ્ત્રીઓ અમારી તહેનાત સાચવતી હતી. પણ એમના ચ્હેરા ફિક્કા હતા. હાસ્યનું તો નિશાન પણ ન હતું. એ સ્ત્રીઓ એક બીજી જોડે જરા સરખી પણ વાત કરતી ન હતી. અનિશ્ચિત એ લાગતી હતી. જાણે કોઇ મહા ભયના વાતાવરણમાં એ કામ કરી રહી હોય એવું લાગતું હતું.

ભોજન સ્વાદુ હતું. ભોજન પછી અમે બે એકલાં પડયાં. અવંતિકાબાઈ મારી બાજુમાં જ આવીને કોચમાં બેસી ગયાં. " બેટા, તને અહીં ખૂબ સુખ થશે—મને ખાત્રી છે કે થશે જ. "

આમ વાતનો આરંભ થયો, અને પછી તો અમે મિત્રોની જેમ વાત કરવા લાગ્યાં.

થોડી વારે હું સુવા માટે પથારીમાં પડી. જ્યાં અવંતિકાબાઈ આવ્યાં અને એમણે મને ચુંબન કર્યું, અને પછી વાતનો આરંભ કર્યો. "તને મળી એથી મને ખૂબ ખૂબ આનંદ થયો છે, તારા પિતાના મૃત્યુથી તને ઘણું એકલવાયું લાગે છે? વાત તો કર."

મેં ટુંકમાં જવાબ આપી દીધો પણ એની જીજ્ઞાસા એમ સંતોષાય એવી ન હતી. એણે તો મારા પતિ વિષે જાણવાની ખૂબ આતુરતા બતાવી.

એટલે અમે તો મોડી રાત સુધી વાત કર્યા કરી. મેં એને જે કંઈ વાત કરી એ બધી કાલ્પનિક જ હતી.

અવંતિકાબાઈ ગયાં અને મને ઊંઘ આવવા લાગી. પણ થોડી વારમાં જ હું ઝબકીને જાગી. કોઇ મોટી બૂમ સંભળાઈ હોય એમ મને લાગ્યું. બૂમ તો સંભળાઇ જ હતી એમ મારી ખાત્રી હતી, હું પથારીમાં બેઠી થઇ ગઈ અને આતુરતાપૂર્વક ધ્યાન આપવા માંડી. મારો શ્વાસ પણ જાણે અટકી પડ્યો. બે મીનીટ મેં આમ ગાળી, પણ ફરીને અવાજ ન આવ્યો. પણ મને એમાં શંકા જ ન હતી કે નજીકમાંથી જ અવાજ આવ્યો હતો.

મારી આતુરતાને હું ન દાબી શકી એટલે ચાદરને શરીર ઉપરથી દૂર કરી હું પથારીમાંથી નીચે ઉતરી. હળવે પગલે હું બારણાં પાસે પહોંચી અને ધીમેથી બારણાને મેં થોડુંક ઉઘાડયું.

ફરીને મેં ધ્યાનપૂર્વક સાંભળવા પ્રયત્ન કર્યો, પણ અંધારી પરસાળ—અરે સારું યે મહાલય મૃત્યુની શાંતિ ભોગવતું લાગ્યું.

પણ એક મોટી ખૂમ મેં સાંભળી જ હતી—નિઃશંક સાંભળી હતી.

મારા શરીરમાં ભયની ઝીણી ધ્રુજારી આવી ગઇ. બારણું બંધ કરી હું ફરીને પથારીમાં પડી.

**સવારમાં** મારા ખંડમાં એક સેવિકા આવી. સંપૂર્ણ તાલીમ પામેલી એ સેવિકા હતી. સ્હવારનાં ચા-નાસ્તા પછી હું મારા વાળ હોળાવતી હતી ત્યારે મેં આ સેવિકા પાસેથી મહાલય વિષે અને મહાલયમાં વસનારાં વિષે માહિતિ મેળવવાનો પ્રયાસ કર્યો પણ જરાયે ખોટું ન લાગે એ રીતે, કળાપૂર્વક આ બાઇ મારા એક પણ સવાલનો સીધો જવાબ ન આપવાની કાળજી રાખતી હતી.

મહાલયથી સૌથી વધારે નજીકનાં નગર વિષે એને માહિતિ ન હતી. આસપાસમાં તો ઘણુંએ નગર હશે-પણ પણ તદ્દન નજીક તો કોઇ પણ નહિં હોય એવી માન્યતા એણે જાહેર કરી. એ નગરો ક્યાં હશે એની પણ એને ખબર ન હતી. 'મારે એ જ્ઞાન મેળવવાની જરૂર જ નથી પડી'-એમ એ કહેતી હતી.

'પણ નજીકમાં ગામડા તો છે ને?' મેં પૂછ્યું.

'હા; કદાચ હશે; પણ મને તો એમાંનાં એકની પણ જાણ નથી.' આમ એ બાઈએ ઉત્તર આપ્યો.

પછી મેં આ વેરાનમાંના માર્ગો વિષે માહિતિ માગી, પણ એ દિશા પરત્વે પણ એણે તો અજ્ઞાન જ પ્રદર્શિત કર્યું.

"ત્યારે તો ત્હમને અહીં લાંબો સમય નહિં થયો હોય, ખરૂં ને?"

'ના; બેન, મને હજી તો થોડા જ દિવસ અહીં આવે થયાં.'

'અહીં નોકર ચાકર તો ઘણા હશે?'

'હા, હા. એક આખું ટોળું છે.'

આમ અમારી વાત ચાલતી હતી. એ સેવિકાનાં પેટમાંથી એક વાત પણ બહાર નીકળે એમ ન હતું. એની 'માન્યતા' હતી, 'કલ્પના' હતી, 'ધારણા' હતી; પણ કોઈ પણ વિષય પરત્વે એની ચોક્કસ 'માહિતિ' તો નહિ જ હતી.

ફરીને હું એકલી પડી ત્યારે મેં ખંડની બારીમાંથી બહાર નજર નાખી. નજર પહોંચે ત્યાંસુધી પ્રકૃતિ—સૌન્દર્યથી ભરપૂર ઘાટું વન હતું. ભાત ભાતનાં એમાં ઝાડ હતાં. રંગ—બેરંગી ફુલો આંખને આકર્ષતાં હતાં. વૃક્ષ, વૃક્ષ ને વૃક્ષ જ નજર પહોંચે ત્યાં સુધી બધી દિશામાં જણાતાં હતાં.

પછી હું નીચે ગઈ. ત્યાં તો અવંતિકાબાઈ બહાર જવાને માટે સજ્જ થઈ ને ઉભાં હતાં. મીઠાં સ્મિતથી એણે

મને આવકાર આપ્યો. બંને હાથથી મને વીંટી આલિંગન આપ્યું અને એક ધીમું ચુંબન કર્યું.

"કેમ બેટા સુનયના, હવે આપણે જરા ફરીશું ને? ચાલ, આજે તો તને બાગ ને મહાલયમાં ફેરવું. એટલે પછી તું એમાં ભૂલી ના પડી જાય." અવન્તિકાબાઇએ કહ્યું.

મેં ધાર્યું હતું, એવું જ મહાલયની બીજી બાજુ ઉપર હતું. જે દૃશ્ય મેં એક બાજુ ઉપર નિરખ્યું હતું, એવું જ દૃશ્ય બીજી બાજુ ઉપર પણ હતું. વૃક્ષરાજી સિવાય બીજું કશું નજરે ચડતું નહિ. અમારૂં મહાલય કોઇ મહાવનમાં મધ્યબિંદુ શું...હતું.

"બગીચા અને લૉન હતાં—પણ એની યોગ્ય સંભાળ લેવામાં આવી નહતી. મહિનાઓ સુધી ઘાસને કોઈ યે ખાધું હોય એમ લાગતું ન હતું. નાના નાના છોડ પણ અવ્યવસ્થિત રીતે વધી ગયા હતા.

"આટલે દૂર આ બધાંની સંભાળ રાખનાર માળી પણ નથી મળતો." અવન્તિકાબાઇએ આ અવ્યવસ્થાનો ખુલાસો કર્યો.

મહાલયના પાછળના ભાગમાં મારી નજર પડી. મારા ચહેરા ઉપર આશ્ચર્યની રેખાઓ અંકિત થઈ. અવંતિકાબાઈની નજર બહાર તો મારી એક પણ પ્રવૃત્તિ જાય એમ નહતું. મને આશ્ચર્ય ઉપજાવનાર વસ્તુની એણે સાચી કલ્પના કરી લીધી અને તરત જ ખુલાસો કર્યો.

'તું પહેલાં દિવાલ જોઈને નવાઇ પામે છે ને? એ નવાઈ લાગે એવી જ દિવાલ છે. એ તો આ મહાલય જે મેં એક જમીનદાર પાસેથી લીધેલું એના સમયની દિવાલ છે.

કોઈ કહે છે કે એ શ્રીમાનને જંગલી પ્રાણીઓ રાખવાનો શોખ હતો એટલે એમાં પ્રાણીઓને રાખવાનું એ પિંજરૂં હતું. કોઈ કહે છે કે એમનો એક પુત્ર ગાંડો થઇ ગયેલો એને પૂરવા માટે એમણે એવું મકાન ઉભું કર્યું હતું.'

હું નિરૂત્તર રહી. મારા મગજમાં તો કૈંક વિચાર ઘોળાયા જતા હતા. એ દિવાલ તરફ મ્હને એક પ્રકારનું ગૂઢ આકર્ષણ થતું હતું, અને અવન્તિકાબાઇની વાતમાં અસત્ય હોય એવી શંકા પણ મારાં મગજમાં જન્મી રહી હતી.

એવી શંકા માટે કારણ પણ હતાં. દિવાલ પ્રાચીન લાગતી ન હતી. થોડા જ સમય ઉપર ચણાવેલી એ ભાસતી હતી. એના ઉપર વેલા પણ માંડ અડધે પહોંચ્યા હશે. અને ઉપર જે તારની વાડ હતી એ પણ તદ્દન નવા જ તારની બનાવેલી જણાતી હતી.

પણ મારા આવા બધા તરંગો મેં મનમાં જ સંઘરી રાખ્યા. એ દિવાલની પાછળ શું છે એ શોધવાનો મેં મારા મનમાં નિર્ણય કર્યો.

મહાલયની અંદર પણ બધે જ ગૂઢતા અને અગોચરતા વ્યાપેલાં હતાં.

અવન્તિકાબાઈએ મને ભોંયતળીયાના પહેલા માળના અને બીજા માળના ખંડે ખંડમાં ફેરવી. બધે જ કિંમતી ફર્નિચર હતું. સમૃદ્ધિની છોળનો બધે જ પૂરાવો હતો, પણ આ બધી વસ્તુઓ વિષે અને ખુદ મહાલય વિષે અવન્તિકા-બાઈ મને કંઈ કહેવા ન માગતી હોય એમ મને લાગ્યા

કરતું હતું. મને ફેરવતાં ફેરવતાં પણ જાણે એ કૈંક અકળામણ અનુભવતી લાગતી હતી.

" આ મકાનના એક બાજુ તરફના ખંડ તો બંધ જ રહે છે. આટલા મોટાં મકાનની મને જરૂરત નથી એટલે એને શા સારૂ ખુલ્લા રાખું ? અને આવાં જંગલમાં આવે પણ કોણ ? આમ અવંતિકાબાઈએ બંધ ખંડોની સમજૂત આપી. વાત કરવાની તકનો મેં લાભ લેવા પ્રયત્ન કર્યો.

' અહીંથી નજીકમાં કયું શહેર છે ? ' આવો મેં સવાલ કર્યો. પણ ઉત્તર નિરાશાજનક હતો.

' આપણી નજીક શહેર તો એક પણ નથી, અને નજીકમાં નજીકનું ગામડું પણ સાત માઇલ ઉપર છે.'

પણ મારાથી સાચી વાત અજાણ નહતી. અવંતિકાબાઇને જો ખબર પડી કે મને તો આ સ્થળ વિષે ખૂબ ખૂબ માહિતી છે તો એ વિસ્મય પામી જાત, પેલા વધારાના બંધ ખંડેરની તપાસ કરવાનો પણ મેં મનસુબો કર્યો જ હતો. મેં જ્યારે જ્યારે કંઈ નિર્ણય કર્યો છે ત્યારે ત્યારે એને અમલમાં મૂક્યો જ છે. એટલે મને વિશ્વાસ હતો કે મારા આ મનસુબાને પણ હું અવશ્ય સંતોષવાની.

ત્રણ દિવસ એમને એમ વીતી ગયા. હું તદ્દન એકલી રહેતી. અવંતિકાબાઈ તો જમવાને સમયે જ ભેગાં થતાં.

બાકીનો સમય એ ક્યાં ગાળતાં હશે ? આ પ્રશ્ન મને વિસ્મત કરતો. એ મહાલયમાં જ રહેતી હશે ? દિવાલ પાછળનાં પિંજરામાં જતી હશે ? કે બંધ કરેલા ખંડ ખોલતી હશે ?

હું એકલી રહેતી હતી પણ મારા પ્રત્યેક હિલચાલ ઉપર ઝીણી દેખરેખ રહેતી હતી. એ હું જાણતી હતી. ત્રણ ત્રણ વાર દિવાલ પાછળનાં પિંજરનું દ્વાર શોધવા મેં પ્રયત્ન કર્યાં અને ત્રણે વાર જાણે અકસ્માતથી મળી જતા હોય એમ અવંતિકાબાઈના પરિચારકો મને મળી જતા. અને મળીને એ કંઈકનું કંઈક બાનું કાઢી મને પાછી વાળતા. એક વેળા મને એમ કહેવામાં આવ્યું કે થોડે આગળ જતાં એક ઉંચી વાડ આવે છે અને રસ્તો બંધ થઈ જાય છે બીજી વેળા એવું બહાનું આપવામાં આવ્યું કે વાડીમાં એક ભડકેલો સાંઢ છે એટલે આગળ જવામાં ભય છે.

"મહાલના બંધ ખંડોમાં જવાના મારા પ્રયત્નોને પણ એ જ રીતે નિષ્ફળ બનાવવામાં આવતા હતા.

આ લોકોને છેતરવાના માર્ગ શોધવા હું રાતના ઊજાગરા કરતી. પહેલી રાતે સાંભળી હતી એવી બૂમનું ભેદ પુનરાવર્તન થયું ન હતું પણ એ પછી બે વાર મેં વિચિત્ર અવાજ સાંભળ્યા હતા. એક વેળા હાસ્યનો અવાજ આવ્યો હતો. એક રાત્રે મેં કોઈ પુરુષનો અવાજ સાંભ-ળ્યો હતો.

મારાં આગમન પછીની ચોથી રાત્રીએ, હું અચાનક જાગી ગઈ. મેં ઘડીયાળમાં જોયું, અઢી વાગ્યા હતા. ચિવટથી મેં કાન માંડયા અને મને ઘંટડાના ડાબલાના અવાજ સંભળાયા. શાન્ત સુંદર રાત્રી હતી. મારા ખંડની બારી ખુલ્લી હતી. એટલે હું બારી પાસે પહોંચી ગઈ.

"ઘોડાના ડાબલાનો સ્પષ્ટ અવાજ આવવા લાગ્યો. મહાલયના પાછળના ભાગમાંથી એ અવાજ આવતો હતો.

ગાડીઓ જાય છે એવી મને ખાત્રી થઈ ગઈ. પંદર વીશ મીનીટમાં પાંચેક ગાડીઓ જવાનો અવાજ આવ્યો. પછી એક મોટો દરવાજો બંધ થવાનો અવાજ આવ્યો. અવાજ ઉપ-રથી એમ લાગતું હતું કે લોખંડનો દરવાજો હોવો જોઈએ. દિવાલ પાછળનાં પિંજરનું એ દ્વાર હશે એવી મેં કલ્પના કરી.

મારા મગજમાં એક વિચાર ઉદ્ભવ્યો. રાતના આ સામે પરથાળમાં કોણ હોય? આ સમયે બંધ ખંડોવાળા ભાગ તરફ જવાનો પ્રયત્ન કર્યો હોય તો?

બત્તી હાથમાં લઈને હું પરસાળમાં નીકળી પડી. બિલાડી જેમ પગ માંડતી હું આગળ વધી. પછી વળાંક આવ્યો અને હું બંધ ખંડોવાળા ભાગ તરફ ફરી. અહીં પણ બધું સુમસામ હતું. પરસાળમાં ફરીને વળાંક આવ્યો. અને પછી એક બારણું હતું.

બારણાને ખોલવા માટે એનાં કડું જોવા મેં પ્રયત્ન કર્યો. કડું કે ચાવીનું કાણું કે એવું કશું જ ન હતું. ધક્કો મારવા મેં એના ઉપર હથેલી મૂકી અને મને માલુમ પડયું કે એ લોખંડનું બારણું હતું અને અંદરથી બંધ હતું.

અંદર શું હશે? શું થતું હશે? મારું કુતુહલ તીવ્ર થયું. એ મારે જાણવું જ જોઈએ — ભલે ગમે તેટલી મુશ્કેલી નડે, પણ એ રાત્રે મેં વિચાર માંડી વાળ્યો. એ રાત્રે એ અશક્ય લાગ્યું.

હું પાછી ફરી, અને મારી સામે અવંતિકાબાઈ ઉભાં હતાં!

એમણે વિચિત્ર પોષાક પહેર્યો હતો. એનું વર્ણન કરી શકાય એમ નથી. એ ન હતું ફ્રેરક, ન હતી સાડી — કૈંક મિશ્રણ સમું એ લાગતું હતું. એના લાંબા સુંદર વાળ પ્રાચીન ઢબે હોળેલા હતા. આવી વિકટ ઘડીમાં પણ મને એની કાયામાં થનગનતાં જોબનનું દર્શન થયું. કોઈ સમયે એનું સૌન્દર્ય નહોતું લાગ્યું એવું આ સમયે લાગતું હતું. પણ એની આંખનાં સ્મિતમાં રોષ હતી.

" બેટા, ભૂલી પડી ગઈ કે શું ? કે પછી ઉંઘમાં જ ચાલવા માંડયું છે ? " ધીમું સ્મિત કરીને નરમાશથી એણે પૂછયું.

પછી એનો હાથ મારા ખભા આસપાસ વિંટળાઈ ગયો. એમાં ધ્રુજારી હતી. નારીના હાથમાં આ પ્રકારની ધ્રુજારી હોય એ સૂચક છે. મને લાગ્યું કે હવે મારે સચેત રહેવું જોઈએ. ભયાનક ભાવિની આગાહી આ સમયે મારાં મનમાં થઈ રહી.

" સુનયના, દિકરી, તું કેમ કરતાં જાગી ગઈ ? અને પછી આમ કયાંથી નીકળી આવી ? " અવન્તિકાબાઈએ પ્રશ્ન કર્યો.

હવે હું એના શ્વાસનો અવાજ સાંભળતી હતી — એનો ઉનો શ્વાસ મારા ગાલને ગરમ લાગતો હતો. બહાનું નિરર્થક હતું.

" બેન, હું તમને સાચી જ વાત કરી દેવાની. હું જાગી ગઈ અને મેં ઘોડાગાડીના અવાજ સાંભળ્યા. મારી કુતુહલ વૃત્તિ અતિ તીવ્ર છે — સદાયે તીવ્ર રહી છે — અને

તેથી આ પ્રસંગે મારામાં કુતુહલ જન્માવ્યું. એટલે એ અવાજ ક્યાંથી આવતા હતા એ શોધવાનો મેં વિચાર કર્યો. એટલે હું બહાર નીકળી અને ભટકતી ભટકતી આ દિશામાં આવી પડી. તમામ મહેમાનો આ બાજુ ઉપર હશે એવી મેં કલ્પના કરી. એ ત્હમારા મહેમાનો જ છે ને, બેન ? અને આ બારણા પાસે હું આવી ઉભી. એને ખોલવાનો મેં પ્રયત્ન કર્યો, પણ એમાં મને નિષ્ફળતા મળી. મેં આવો લાંબો ખુલાસો કર્યો.

અવંતિકાબાઈ જાણે આંચકો આવ્યો હોય એમ હતી. એણે ભયાનક હાસ્ય કર્યું. એક ભવની ધ્રુજારી મારાં શરીરમાંથી પસાર થઈ ગઈ. એક ક્ષણ મૌન સેવી અવંતિકાબાઈએ જવાબ આપ્યો.

‘ હા. હા. તને મારા મ્હેમાનો જોડે અવશ્ય મેળવીશ. એમની સાથે તારી મુલાકાત કરાવવા તો તને હું અહીં લાવી છું. પણ એ આનંદ મારે તને થોડા દિવસ પછી આપવો હતો. પણ તોયે મને શ્રદ્ધા છે કે તું જે જોઈશ એનાથી તને સંતોષ થશે. ’ ભયાનક હાસ્ય ફરીને આવ્યું અને વાત આગળ ચાલી, ‘ તારી પીઠ એક ક્ષણ ફેરવ જોઈએ. ’

એની સૂચનાનું હું અનુસરી. હું પાછી ફરી ત્યાં દ્વાર ખુલ્લું હતું. ‘ ચાલ મારી પાછળ ’ અવંતિકાબાઈએ સમયસૂચક અવાજે કહ્યું.

‘ પણ આવાં કપડાં પહેરીને ? ’ મેં સવાલ કર્યો.

'એ કપડાં પણ તારે કદાચ દૂર કરવાં પડશે.' અવંતિકાબાઈએ ગંભીરતાપૂર્વક કહ્યું.

"એક સાંકડા માર્ગ દ્વારા અવંતિકાબાઈ ચાલ્યાં. લોખંડ દ્વાર એની પાછળ બંધ થઈ ગયું હતું. એ સાદાં દ્વાર અમે વટાવ્યાં. અમારા કાન ઉપર મૃદુ સંગીત આવવા લાગ્યું. અમે આગળ વધ્યાં અને સ્ત્રી–પુરૂષોના અવાજ આવવા લાગ્યા. વચ્ચે વચ્ચે ધીમું હાસ્ય પણ સંભળાતું હતું.

એક અષ્ટકોણ ખંડમાં અમે પ્રવેશ કર્યો. એમાં અતિ આંખો પ્રકાશ પડતો હતો. ગાયકો તો અદૃશ્ય હતા. આખાએ ખંડમાં મોટા કોચ બિછાવેલા હતા. એના ઉપર પડેલાં માનવીઓની માત્ર રેખા જ દેખાતી. વાતાવરણમાં અતિ તીવ્ર સુગંધ હતી.

"એ ખંડ વિશાળ હતો. એની આસપાસ દ્વારહીન નાના નાના ખંડ હતા. એ બધાની — આગળ આરપાર નજર ન જાય એવા પડદા હતા. મારી આંખ આ ઝાંખા પ્રકાશમાં સ્થિર થઈ ત્યારે કોચ ઉપરની આકૃતિઓ વધારે સ્પષ્ટતાપૂર્વક નિરખી શકી. મારી ધારણા જેવું જ આ કૈંક હતું -- જો કે એ ધારણા જોડે બરાબર બંધ બેસતું તો ન જ હતું.

"એક નાના ખંડ તરફ અમે ચાલ્યાં. કોઈ અમારા તરફ નજર સરખી પણ કરતું ન હતું. અવંતિકાબાઈ, મારો હાથ પકડી, મને ખેંચ્યે જતાં હતાં. પડદાથી પેલી બાજુ ઉપર એક માર્ગ હતો.

"આ દશ્યથી તને દુઃખ તો નથી થયું ને ?" અવંતિકાબાઈએ ધીમા અવાજે પૂછ્યું. એણે મારો હાથ તો પકડી જ રાખ્યો હતો. એનો અવાજ અચાનક જ કઠોર બની ગયો હતો. પ્રયત્નથી જ એ પોતાના અવાજને કાબુમાં રાખતી હોય હોય એમ લાગતું હતું.

× × ×

"બીજે દિવસ હું ઉઠી ત્યારે તો બપોર થઈ ગઈ હતી. મારૂં શિર ભારે લાગતું હતું, મન બેચેન લાગતું હતું. ગઈ રાતના બનાવ વિષે વિચાર કરવા મેં ઘણો પ્રયાસ કર્યો — પણ એથી તો મને દુઃખ થવા લાગ્યું. અષ્ટકોણ ખંડમાંથી અવંતિકાબાઈ જોડે હું પસાર થઈ હતી એ હકીકત મારી સ્મૃતિમાં હતી, પણ ત્યાંથી બહાર ગયા પછી શું બન્યું એ જરાયે યાદ ન હતું.

"પણ એ પછીના બનાવો મારી સ્મૃતિમાંથી સાવ ભુંસાઈ ગયા ન હતા. એક પુરૂષની છાયા મારી સ્મૃતિમાં પડી ગઈ હતી. એના ચ્હેરાની રેખાઓ તો મને યાદ જ આવતી ન હતી — પણ એટલું તો ચોક્કસ હતું કે ઉંચો હતો અરે એને કોઇક સમયે જોયો હોય એવો એ લાગતો હતો. એનાથી મને ભય લાગ્યો હતો. મને પકડીને મારા તરફ એ જંગાલિયત–ભરી વર્તણુક દાખવતો હતો.

અવંતિકાબાઈ પણ ત્યાં હતાં અને એ પુરૂષને એ કૈંક સહાય કરતાં હતાં.

"માથાં ઉપર હાથ મૂકી એ બધા બનાવોને વ્યવસ્થિત રીતે ગોઠવવા મેં ખૂબ ખૂબ યત્ન કર્યા — પણ એમાં

મને નિરાશા જ મળી. બળપૂર્વક મને કૈંક પાવામાં આવ્યું હતું એમ પણ યાદ આવ્યું. એ પેય પીવાની મારી ઇચ્છા ન હતી — મેં એ ન પીવા પ્રયત્ન પણ કર્યો હતા. એ કૈંક ઔષધ હોવું જોઈએ એમ મને લાગે છે. પછી મને જે વિચિત્ર સ્વપ્ન આવ્યાં હતાં એનો અસ્પષ્ટ ને અધુરો ખ્યાલ મને આવ્યો.

"મારૂં શરીર ધ્રુજી ઉઠ્યું. એ ભયંકર ભૂતાવળ શો અનુભવ હતો — આ સમયે તો એમ જ મને લાગતું હતું. અવંતિકાબાઈ વિષેની આટલી બધી માહિતી છતાં આવાં વિકટ સ્થળમાં આવવામાં — અવંતિકાબાઈની પિછાન કરવામાં — મેં ભૂલ કરી એમ મને લાગવા માંડ્યું.

"મને એક આંચકો લાગ્યો. હું કોઈ નવા જ ખંડમાં હતી, અને આ પલંગ પણ નવો જ હતો. બધું જ નવું હતું. આસપાસ નજર કરવા મેં પથારીમાં પાસું બદલ્યું.

"મને ખૂબ આશ્ચર્ય થાય એવું દૃશ્ય મારી નજરે પડ્યું. નિકટતાથી જેને એક સમયે હું પિછાનતી હતી એવો એક પુરૂષ મારા પલંગની નજીક બેઠો હતો. એના ચ્હેરા ઉપર આછું સ્મિત હતું, અને એ મને ઝીણવટભરી દૃષ્ટિથી અવલોકી રહ્યો હતો.

" **એ ધીમેથી** બોખાયો."

'ત્યારે આપણું પુનર્મિલન તો થયું.' સ્મિત કરીને એણે વાતનો આરંભ કર્યો, 'તમે મારા તરફ જે અસભ્ય વર્તન બતાવ્યું હતું એ તમને યાદ છે?'

" થોડી ક્ષણ તો હું ન બોલી શકી."

'અરવિંદ!' મેં ખૂબ ધીમાં વિસ્મયભર્યા અવાજે બોલવાનો આરંભ કર્યો. 'અરવિંદ, તું અહીં ક્યાંથી આવી ગયો?' 'તું' શબ્દ ઉપર ભાર મૂકીને મેં સવાલ કર્યો.

'અહીં એટલે ક્યાં? તારા શયનખંડમાં? મને લાગે છે કે તારા શયનખંડમાં તો હું આ પહેલી જ વાર નથી આવ્યો.

' હું તો તું આ મકાનમાં–મહાલયમાં શી રીતે અને ક્યારે આવ્યો એ જાણવા માગું છું.

હું તારે વિષેની વાત ન જાણતી હોત તો મારે પણ

તને આવો જ પ્રશ્ન કરવાતો રહેત. પણ મને તો એમણે વાત કરી છે.'

'એટલે ગઇ કાલે રાત્રે તું અહીં હતો એમ ?'

'શું ? તને યાદ નથી ?'

'ગઇ કાલની રાતનો એક પણ બનાવ મને પૂરેપૂરો યાદ નથી. મારૂ મગજ જ ગુમ થઈ ગયું લાગે છે. એટલે એ તું જ હતો કે જેણે——'

'આ એ હું હતો કે જેણે ........તારૂં વર્ણન તદ્દન સાચું છે.'

'અરવિંદ, ભગવાનની ખાતર મશ્કરી ના કર. મારે તો આ સ્થાનનો ત્યાગ કરવો છે, ત્વરાથી ત્યાગ કરવો છે, હું અહીં આવી એ નરી મૂર્ખાઈ છે. એટલું પણ હું ન સમજી. પણ મને અહીંની આટલી બધી માહીતી જ નહતી.

'પણ તને અહીંની સ્થિતિ વિષે ખ્યાલ તો હતો જ — સંપૂર્ણ ખ્યાલ હતો. મારે એ બધું નજરો નજર જોવું હતું — અનુભવવું હતું. અને એટલામાં જ તારી મહત્વાકાંક્ષાનો સમાવેશ થતો ન હતો — તારા મનમાં તો બીજા આશય પણ હતા જ — કેમ ખરૂ ને ?

"મેં મૌન સાચવ્યું.

"અરવિંદે વાત આગળ ચલાવી.

"અવંતિકાબાઈ વિષે તને વાત કરનાર હું જ હતો એ યાદ છે ને ? કદાચ મારા પછી બીજાઓએ તને એ

પછી વાત કરી હશે. અને તારા મનમાં એની સમોવડી બનાવવા કોડ જાગ્યા. સાચું ને? હજી એ તારે એના જેટલી સમૃદ્ધિ પ્રાપ્ત કરવાની ઇચ્છા છે. મને પણ તેં એક વાર એવું કંઈક કહ્યું હતું.

"અશાંતિસૂચક મારો ચ્હેરો બની રહ્યો, અને મેં સવાલ કર્યો —

' 'અહીંથી હું છૂટી શી રીતે શકું?'

'એ તદ્દન અશક્ય છે.' એમ કહીને એ ખડખડાટ હસ્યો.

'પણ ગમે તેમ કરીને મારે છૂટવું જ જોઇએ — છૂટવું જ જોઇએ.'

"અરવિંદ નીચો નમ્યો, એણે મને ચુંબન લીધું.

'હજીએ તું એવી ને એવી સૌન્દર્યવતી લાગે છે. હા; તું અહીંથી નાસી જઇ શકે — પણ એ મારા મારફતે જ બની શકે એવી વાત છે. અને એ જ ઉપકાર તું કદી પણ ન ભૂલે એમ હું ઇચ્છું છું. અવન્તિકાબાઇની ઇચ્છા તો તને અહીં જ રાખવાની છે, બીજી સ્ત્રીઓને પણ એ એવી જ રીતે રાખે છે. મહાલયના આ વિભાગને તો એણે 'કારાગાર' — એવું નામ આપ્યું જ છે.'

'એ મને અહીં જ રાખવા માગે છે એવી તો મારી પણ કલ્પના હતી, પણ હું મોડી જાગી. પણ, અરવિંદ, તું અહીં શા માટે રહે છે?'

'શા માટે ?' આમ કહી અરવિંદ હસ્યો; 'હું એનો ભાગીદાર છું એટલા માટે.'

'તું ?' વિસ્મયથી મેં સવાલ કર્યો 'તું એનો ભાગીદાર શી રીતે છે ?'

'એ તું નથી સમજી શકતી ? એની કલ્પના પણ તેં નથી કરી ?'

'મેં એની કલ્પના કરી છે, પણ એ અધુરી છે. મારે બધું જ જાણવું છે. મને એ વાત વિગતથી કર. રાત્રે પેલા અષ્ટકોણ ખંડમાં આટલાં બધાં માનવી કોણ હતાં ? એ બધાનું મને હવે સ્મરણ થવા લાગ્યું છે. એ બધાં ક્યાંથી આવ્યાં હશે !'

'એમાં જે પુરૂષો હતા એ બધા અવન્તિકાબાઇના અતિથિ હતા. આપણા દેશના શ્રીમંત વર્ગના લોકો એમાં હતા — અને આપણા દેશના અનીતિમાન પુરૂષો પણ એમાં હતા. અને યુવતિઓ તો બધી જ અહીં રહે છે — કારાગારમાં. એમને બીજે મોકલવામાં ન આવે ત્યાં સુધી એ અહીં જ રહેવાની ?'

'અને આવા ધંધામાં તું ભાગીદારી કરે છે ?'

'હા; એવા ધંધામાં હું ભાગીદારી કરું છું, અને આ ધંધો પૈસાની ટંકશાળ પાડે એવો છે. આવા ધંધામાં હું પડ્યો છું એવી તને શંકા પડી હતી. એ સમયે પણ મેં તને એ વાત તો કરી હતી.'

'એ યુવતિઓ વિષે અને એ અતિથિઓ વિષે જરા વિગતથી વાત કર. અવન્તીકાબાઇ અત્યારે મહાલયમાં હશે ?'

'હા ક્યાંક તો હશે જ. ધંધાર્થે બહાર જવું પડે એ સીવાય ભાગ્યે જ બહાર જાય છે. સમજી ને ? કાલે રાત્રે મેં તને જોઈ એ પહેલાં એમણે મને કહ્યું હતું કે... થી એ એક સરસ યુવતિ લાવ્યાં છે. એ યુવતિ ખૂબ આકર્ષક બાળ — વિધવા છે. એમ પણ એમણે મને કહ્યું હતું. આપણે એક અઠવાડીયાં પછી મળવાનાં હતાં. પછી મેં તને કાલે રાત્રે જોઈ — અને એ તું છે એમ મને ખબર પડી ત્યારે મને એક ભયંકર આંચકો લાગ્યો. મને આનંદ પણ થયો, જાણે નશીબનાં બળે જ આપણે ભેગા થઈ ગયાં — અને એ પણ આવાં રોમાંચક વાતાવરણમાં. મને તો તું મળશે એવી આશાએ ન હતી.'

'તું મને ઓળખતી હતી એ વાત તેં અવન્તિકાબાઇને કહી?' વચ્ચેથી જ મેં અધીરાઈથી સવાલ કર્યો.

'ના. અને તું પણ એને એ વાત કરવાની ભૂલ ના કરતી. તારે જો અહીંથી છટકવું જ હોય તો એ વાતની એને માહિતી ન જ મળવી જોઈએ, પણ તારે અહીંથી જવાની જ શી જરૂરત છે? જ્યોત્સ્ના, તું અહીં સુખી નથી? તારા તરફ અવંતિકાબાઈ માયાથી નથી વર્તતાં? એ તો કહેતાં હતાં કે એ તારી જોડે પ્રેમમાં પડી ગયાં છે. અને એ કોઈના તરફ માયા બતાવે ત્યારે તો પછી એ ખૂબ જ પ્રેમાળ બની જાય છે.'

'એ માયાળુ છે — અતિ પ્રેમાળ છે, પણ મારે તો સ્વાતંત્ર્ય જોઈએ છે. અને મારે શ્રીમંત પણ થવું જ છે. આ કારાગારમાં પૂરાઈ રહું તો હું શ્રીમંત શી રીતે થવાની હતી? પણ તું અવંતિકાબાઈનો ભાગીદાર છે એ વાત તો મને ખૂબ આશ્ચર્ય ઉપજાવે છે. મારી કલ્પનામાં આ ખ્યાલ કેમ ન આવ્યો એની મને નવાઈ લાગે છે? કારાગારમાં એ યુવતિઓ સિવાય બીજું કંઈ છે?

'ના, ના, બીજું તો કંઈ જ નથી. એ કારાગારમાં કોઇને પ્રવેશ પણ ન મળી શકે. હવે તને એમાં મોકલવામાં આવશે, અને મુક્તિનો તો એક પણ માર્ગ નથી. જે છોકરીઓ અહીં આવે છે એ બધીને એમાં જ રાખવામાં આવે છે. એમને બહાર જવાની છૂટ નથી. એ યુવતિઓ લાવવાનું કામ અવંતિકાબાઇ કરે છે અને પછી હું એમને બહાર મોકલવાનું કામ કરૂં છું.'

'એમને બહાર ક્યાં મોકલવાની?'

'જરૂર પડે ત્યાં. કોઈ કોઈ વાર શ્રીમંતો એમની ખરીદી કરે. અને બીજી બધી યુરોપ, અમેરિકા, એશિયા વગેરેનાં મોટાં મોટાં નગરોમાં જાય. આ વ્યવસાયમાં કમાણી તો ખૂબ મોટી છે, પણ એમાં આવડત અને બુદ્ધિની પણ એટલી જ મોટી જરૂરત છે. ખર્ચ પણ મોટો રાખવો પડે. કેટલાક લોકોનાં મોઢાં બંધ રાખવા ખીસ્સાં ભરવાં પડે. તોપણ, આ બધું જોખમ ખેડીયે એનો બદલો તો મળે જ છે. એક વેળા તેં મને કહેલું કે આ વ્યવસાય માટે તને આકર્ષણ છે. એ હાથ ધરવાની તારી ઈચ્છા પણ હતી.

તને હું સહાય આપું તો અમારી જોડે રહીને આ ધંધો કરવાની તારી તૈયારી છે?

" મેં કશો જ જવાબ ન આપ્યો. પડ્યાં પડ્યાં મે વિચાર કરવા માંડ્યાં.

એ ધંધામાં તું સફળ તો અવશ્ય થવાની. મને એની ખાત્રી છે. અમારી જોડે ભાગીદારીમાં જોડાવામાં તને વાંધો પણ શો હોઈ શકે? અમારે એક ત્રીજા ભાગીદારની જરૂરત પણ છે, એટલું બધું અમારૂં કામ વધી ગયું છે, પણ આવાં કામમાં ઉપયોગી થાય એવો ભાગીદાર મેળવવામાં મુશ્કેલી છે. તારે વિષે એને તો કશી જ માહિતિ નથી ને? તું વિધવા છે એમ એ માને છે ને? અને તું સદાએ 'સદાચારી' રહી છે એમ પણ એ માને છે ને?' અરવિંદે સવાલ કર્યો.

'હું વિધવા છું એમ જાણે છે, પણ હું 'સદાચારી' નથી એ પણ એ કળી ગઈ છે.'

" હું એને જરા સૂચન કરૂં, અને પછી તારે વિષે બધી જ ખરી માહિતિ મેળવવાનું માથે લઉં. આ સૂચન એને આકર્ષક લાગ્યા વિના નહિં રહે. અને પછી તારે અહીંથી નાસી જવાની જરૂર જ શી? જગતભરમાં તારે પ્રવાસ કરવો પડશે, શ્રેષ્ટ હોટેલોમાં રહેવાનું થશે. શ્રેષ્ટ પ્રકારના માણસો જોડે મુલાકાતો થશે, અને તારો આ દેખાવ અને તારી આ આદમ–ચુંબક આંખોને પરિણામે તારું કામ સાવ સરળ બની જશે. તારામાં બુદ્ધિ પણ તીક્ષ્ણ છે એ હું જાણું છું. થોડી માહિતિ મેળવવા માટે, થોડો અનુભવ

પામવા માટે તારે થોડા સમય માટે અહીં રહેવું પડશે. મારા ઉપર આ વસ્તુનો નિર્ણય છોડવા તૈયાર છે ?" અરવિંદે લાંબી વાતને અંતે સવાલ કર્યો.

'મારી આંખ ચમકી. મને ખૂબ આનંદ થયો.' ચાદર નીચેથી મેં બંને હાથ બહાર કાઢ્યા. અરવિંદના હાથ મારા હાથમાં પકડ્યા અને પછી હું બોલી:

'તું બહુ સરસ અને કાબેલ છે હો, અરવિંદ ! બધું જ તારા ઉપર છોડવા હું તૈયાર છું, અને આપણે ભૂતકાળ ભૂલી જઈએ. ભૂતકાળનો ઝગડો ભૂલી જઈએ.'

'જ્યોત્સ્ના, હું તે ક્યારનોએ ભૂલી ગયો છું.'

'ફરીને અરવિંદ નીચો નમ્યો, અને હોઠ ઉપર પ્રેમ ભરેલું ચુંબન લીધું. એ ચુંબન કરતો હતો ત્યાં તો બારણું ખુલ્યું અને અવંતિકાબાઈ આવી લાગ્યાં.'

'ઓ હો ! કેમ પ્રેમી–યુગલ !' અવંતિકાબાઈ ખડખડાટ હસ્યાં.

'અરવિંદ તમે! ગઈ રાત પછી...! બેટા, તારે હવે ઉઠવું જોઇએ. અરવિંદે તને કહ્યું જ હશે કે તારું જીવન હવે પલટો લેશે. અહીં બીજી સૌન્દર્યવતી યુવતિઓ છે. એમની જોડે મારે તારી મુલાકાત કરાવવી જોઈયે. મને ખાત્રી છે કે તને એ ગમશે." ફરીને એ ખડખડાટ હસ્યાં.

'મારે તમારી જોડે થોડી વાત કરવી છે.' અરવિંદે વચ્ચેથી કહ્યું.

'હા, જરૂર. ચાલો. સુનયના, તને થોડીવાર પછીથી મળીશ હો.'

'થોડી વારમાં હું એકલી પડી.'

'આપણો ધંધો ખૂબ વિશાળ પાયા ઉપર વિકાસ પામ્યો છે. આપણે કેટલાક સમયથી ત્રીજા ભાગીદારની શોધમાં પડ્યા છીએ.' ઓફીસના ખંડમાં પ્રવેશ કરીને અરવિંદે વાતનો આરંભ કર્યો.

'અને તમને લાગે છે કે આ છોકરી આપણને ઉપયોગી થશે ?' ઉત્તરસૂચક સવાલ અવન્તિકાબાઈએ કર્યો.

'શા ઉપરથી તમે એમ કહો છો ?'

'કારણ, આપણા વિચાર સામાન્યતઃ એક જ પ્રકારના હોય છે અને મને એવો વિચાર સૂઝ્યો છે. એને મેં જોઈ કે તરત જ મને એવો ખ્યાલ આવ્યો હતો, અને એ પછી તો મેં એની જોડે લાંબી લાંબી વાત પણ કરી છે. એ વાતે મારા ખ્યાલને દૃઢ કર્યો. એ વયમાં તો નાની લાગે છે પણ એની બુદ્ધિની તીક્ષ્ણતા, એની તીવ્ર જાતીય વૃત્તિ, એની આવડત અને માનવચૂંબક એની આંખો, આ બધું એની વય નાની હોય એમ સ્વીકારવાની ના પાડે છે. આટલી નાની વયે જો જગત વિષેનું આ જ્ઞાન અને જીવનનું એનું મૂલ્યાંકન વિસ્મય પમાડે એવું છે. હા મને પણ લાગે છે કે એ ઉપયોગી થઈ શકે. આજે હું એની વાત કરી જોઈશ. પેલી ત્રણ યુવતિઓને કલકત્તા લઈ જવાનું આપણે એને કહી શકીએ. બંગાળી ભાષા એ જાણે છે એમ મને કહેતી હતી. આનંદ-પર્યટનમાં એની સાથે રાખવામાં

આવનારી દેખરેખ રાખનારી બાઈ તરીકે સુનયના રહે. હવે તમે વાત કરો, કાલ રાતની. એ અનુભવની એના ઉપર કેવી છાપ પડી છે? તમને એ વિષે એણે કંઈ વાત કરી છે?'

'એમાંનું ઘણું ખરું તો એ ભૂલી ગએલી. ઔષધની એના ઉપર વધારે અસર થઇ હશે. હા, તમારા ખ્યાલ સાથે હું સંમત છું.'

'અવન્તિકાબાઇને અરવિંદ જોડે આ પ્રકારની વાતચિત થઇ એમ અરવિંદે મને પછીથી કહ્યું હતું.'

" થોડા સમયને માટે મને અવંતિકાબાઇને ત્યાં મહત્વનું સ્થાન મળ્યું. મહાલયમાં સામાન્ય રીતે આવનાર કોઈ અતિથિને તો એમાં કશી જ શંકા ઉભી થાય એવું નથી. એને તો એ હેતું વિનાની શ્રીમંત સ્રીના આવાસ જેવું જ લાગે."

" અવન્તિકાબાઇ માયાળુ તો હતી જ. કહ્દય જેવું એને કંઈ હોય એમ લાગતું ન હતું. અને આવા વ્યવસાયમાં પડનારને માટે એનો અભાવ જરૂરી પણ છેજ. પણ આવાં સ્થળમાં નિયમ પાલન ખૂબ જરૂરનું હોય છે અને તેથી અહીં એ કામ બે કડક સ્વભાવની સ્રીઓને સોંપવામાં આવ્યું હતું. કારાગારમાં સુંદર ઉદ્યાન હતું. અંદરની યુવતિઓને ત્યાં ફરવાની રજા હતી પણ જરા જેટલો શિસ્તભંગ પણ સાંખવામાં આવતો નહિ. એવા શિસ્તભંગ માટે થતી સજા એક એવા ખંડમાં કરવામાં આવતી કે જ્યાંથી જરા જેટલો અવાજ પણ બહાર ન જઇ શકે. મહાલયમાં મને આરંભમાં

જે ખંડમાં રાખવામાં આવી હતી એની બાજુમાં જ એ ખંડ હતો એમ મને પછીથી ખબર પડી. પહેલી રાત્રે મેં જે અવાજ સાંભળ્યો હતો એનો મને ત્યારે ખુલાસો મળી ગયો."

"આ સમયે તો હું એક સામાન્ય અતિથિ હતી, પણ થોડા જ સમયમાં એ કારાગારમાંની યુવતિઓ ઉપર જીવન–મૃત્યુની હકુમત ભોગવતી એક અધિષ્ઠાત્રિ હું બનવાની છું એનું મને ભાન હતું. એટલે હું કારાગારમાંની યુવતિઓ જોડે હળતી–મળતી; એમની મૈત્રી બાંધતી; એમના જીવનની માહિતિ મેળવતી; અહીં એ શી રીતે આવી પડી એ માહિતિ પણ મેળવતી; પણ આ બધા સમય દરમિયાન મનમાં ને મનમાં હું મારાં ભાવિની યોજના ઘડતી હતી."

"કારાગારમાં ગુજરાતિ યુવતિઓ તો બહુ થોડી હતી. પણ ત્યાં બીજા અનેક પ્રાંતોની અને કેટલીક તો દેશ–વિદેશની યુવતિઓ હતી."

"એમને ફસાવવા માટે જે યુક્તિઓ રચવામાં આવી હતી એનું વર્ણન મને સૌથી રસીક અને આકર્ષક લાગતું. એમાંની ઘણીને તો અવંતિકાબાઈ પોતે જ ભોળવી લાવી હતી–જેમ મને લાવી એમજ. ફેર માત્ર એટલો હતો કે હું જાણીબુઝીને આ જાળમાં ફસાઇ હતી ત્યારે એ બધી અજ્ઞાત્ રીતે ફસાઇ પડી હતી. એમાંની ઘણીખરી એક જ વર્ગમાંથી આવતી હતી. મધ્યમ–વર્ગની એ યુવતિઓ હતી. ઘરે અસંતોષ મળવાથી એ સાહસ અને રોમાંચ અનુભવવા નીકળી પડેલી. યુવતિઓ એ હતી, આકર્ષક જુવાનથી ખેંચાઇને એ એમની જોડે 'મૈત્રી સંબંધ'થી જોડાઈ હતી. અને પછી એ જુવાન એમને ભોળવી અને છટકી ગયા હતા. કાંતો

એ ત્યક્તાઓ હતી. અથવા કોઇ વિધવાઓ હતી. કેટલીક વેળા એમના જુવાન મિત્રોએ એમની શ્રીમંત કાકી જોડે એમનું ઓળખાણ કરાવ્યું હતું. એ શ્રીમતીની સંપત્તિ અને એના માયાભર્યા સ્વભાવથી એ આકર્ષાઈ ગઈ હતી. અને પછી એ કાકીએ એમના તરફ ઉંડી લાગણી પ્રદર્શિત કરી હતી. એ શ્રીમંત કાકી એમને પોતાનાં જંગલમાંના મહાલયમાં થોડા સમય માટે રહેવા 'આમંત્રણ આપતી.' એ મહાલય એના 'ભત્રિજા'ને–પોતાના જુવાન મિત્રને–વારસામાં મળનારૂં છે એમ પણ એમને કહેવામાં આવ્યું હતું. એ મહાલયમાં રહેવા આવી હતી. અને પછી......"

"બીજી એવી યુવતિઓ હતી કે જેમને આ જુવાનોએ છેતરી હતી. અને પછી એ મૈત્રી–સંબંધનાં પરિણામના ભાવે એમનામાં ઘરે પાછાં જવાની હિંમત રહેતી નહિ. આ વિકટ હાલતમાં 'અકસ્માત' જ એમને એક ધનિક નારી જોડે ઓળખાણ થતું. ન સમજાય એ રીતે એ એમની મુશ્કેલી કળી જતી. એ એવા પરત્વે ખૂબ લાગણી બતાવતી. એ નારીને પણ આ યુવતિ જેવાજ જુવાનીમાં અનુભવો થયા હતા એમ એ કહેતી હતી અને તેથી એ સહાનુભૂતિ દર્શાવી શકતી. 'નિરાશ થવાનું કે ભયભીત બનવાનું કશું જ કારણ નથી એમ એ આશ્વાસન આપતી.' એને એક સરસ વિચાર સૂઝ્યો હતો. 'મારી સાથે આવીને આ બધું પતી જાય ત્યાં સુધી તું રહે તો કેમ ?' આવો એ સવાલ કરતી. બાળકની કાળજી લેવાનું એ માથે લેતી. 'અને એ પછી શું કરવું એ તો આપણે વિચારી લઇશું' આમ એ શ્રીમંત કાકી ધીરજ આપતી. અને યુવતિ આ તકનો 'લાભ' લેતી અને મહાલયમાં આવતી."

" આવી તો કૈંક ઘટનાઓ મેં રસપૂર્વક અને ધ્યાનપૂર્વક સાંભળી. એનાથી મને ઘણો સંતોષ પણ મળતો. યુવતિઓને ફસાવવાનું કાર્ય કેટલું બધું સરળ લાગતું હતું. મેં સાંભળેલી એકેએક બિનાની મારાં મગજ ઉપર ન ભુંસાય એવી છાપ પડી. એ વર્ણન મારફતે જે યુક્તિઓનું મેં જ્ઞાન મેળવ્યું એ બધીનો ઉપયોગ હું કરી શકું એમ મને લાગતું હતું. દિવસ જતા ગયા અને મારી મહેચ્છા વધતી ગઇ. અવન્તિકા બાઈ મને મળ્યાં અને એમની જોડે મહાલયમાં હું આવી એ મારે મન અત્યાનંદનું કારણ બન્યું."

"પખવાડિયું વીતિ ગયું. મારી ધારણાએ મૂર્ત સ્વરૂપ લીધું. અઘોર એવા આ વ્યવસાયની કેટલીક તાલીમ તો મને મળી પણ ચૂકી. અવન્તિકાબાઈ અને અરવિંદના ગ્રાહકો અને સહાયકોનાં કેટલાંક નામ પણ મને આપવામાં આવ્યાં હતાં. એ બધાને ક્યાં, કયા સમયે અને કઈ પદ્ધતિથી મળી શકાય અને એમને જોઇને શી રીતે ઓળખી શકાય એ બધું મને કહેવામાં આવ્યું હતું. જગત ઉપર સૌથી વધારે ગૂઢતા માગતો વ્યવસાય આ હતો. પળેપળ કાળજી રાખવાની હતી, સાવચેતી રાખવાની હતી, આંખ ઉઘાડી રાખવાની હતી. કોઈ પણ સંયોગોમાં આ વાત ન ભૂલવી ઘટે. દેખીતી રીતે તો સારૂં યે સંસ્કૃત જગત આ ધંધાનો વિરોધ કરતું હતું — જો કે એ સંસ્કૃત જગતના જ એક વિભાગના આશ્રય વિના તો એ વ્યવસાય ન ટકી શકે, એનો સ્વાભાવિક રીતે જ અંત આવી જાય. અવન્તિ કાબાઈ કહેતાં કે આ વિરોધને કારણે જ આ વ્યવસાય ટકે છે. આ વ્યવસાયની કડક ટીકા કરનારા, એ વ્યવસાયને વખોડી કાઢનારા,

એને તોડી પાડવાનો ઉપર ઉપરથી પ્રયત્ન કરનાર કેટલાયે ધનકુબેરો અવન્તિકાબાઇને સહાય અને અહકાર આપતા હતા. કેટલાક શ્રીમંતોનાં તો આ વ્યવસાય જોડે આર્થિક હિત પણ સંકળાએલાં હતાં.”

“તીજોરીમાં હિસાબના ચોપડા હતા એ અવન્તિકાબાઈએ મને બતાવ્યા હતા. વ્યવસ્થિત રીતે રાખવામાં આવતા એ હિસાબ અવન્તિકાબાઈ જાતે જ તૈયાર કરતાં અને અરવિંદ અને બીજાં એક બે માણસ સિવાય એનાં દર્શન પણ કોઈને ન થતાં. આ હિસાબના ચોપડાઓએ મને આશ્ચર્યમાં ગરકાવ કરી દીધી. આ વ્યવસાય આટલાં મોટાં પ્રમાણમાં વ્યવસ્થિત હશે એવો તો મને ખ્યાલ પણ ન હતો. સદાએ મેં માનેલું કે આ વ્યવસાયમાં પૈસાની સીધી આપ–લે થતી હશે, પણ એવી આપ–લેનો આટલો ચોકસ હિસાબ રાખવામાં આવે, જાણે આ બધો સામાન્ય માલના વેપાર જેવો જ કંઈક વેપાર હોય એમ તો મારી કલ્પનામાં ખ્યાલ પણ નહિં આવેલો.”

“આ પછી થોડા સમયમાં એક ગંભીર બનાવ બન્યો. અરવિંદ અને મને મહાલયની જવાબદારી સોંપી અવન્તિકાબાઈ ગયાં. એમને માહિતિ મળી હતી કે એક નાટક કંપનીના વ્યવસ્થાપકે એક સ્થળે કેટલીક યુવતિઓનો ત્યાગ કર્યો હતો. એમને છોડીને એ નાસી ગયો હતો. પછી એ યુવતિઓને અવન્તિકાબાઈનો એક પ્રતિનિધિ મળ્યો હતો, અને એક નગરમાં લઈ ગયો હતો—એવી આશા આપીને કે ત્યાં બીજી નાટક કંપની થોડા સમયમાં એમને રોકી લેશે.”

× × ×

થોડો સમય વીતિ ગયો.

" એક દિવસ સવારે હું અને અરવિંદ આનંદાલાપ કરી રહ્યાં હતાં ત્યાં મહાલયમાં એક કરૂણુ અને ભયાનક ખબર આવી. પારીસમાં લાકડાંનાં ઉભાં કરેલાં એક કામ ચલાઉ મકાનમાં એ કાર્નિવલ યોજવામાં આવેલું. ત્યાં એક સર્વભક્ષી આગ લાગી. લાંબી લાંબી જીભ કરી એ આગની જ્વાળાઓ ચારે તરફ ફેલાવા લાગી. ઉપરનું છાપરું પણુ સળગ્યું અને તેથી એના ઉપરનો ડામર ઓગળ્યો અને વરસાદની માફક અંદરનાં ભદ્ર વર્ગનાં નર–નારીઓ ઉપર એ વરસવા લાગ્યો. સેંકડો માનવીઓ આ આગમાં બળીને ખાક થઈ ગયાં. એમાં થોડાં જ પુરૂષો હતા. "

' મૃત્યુ પામેલાંની નામાવલીમાં અવન્તિકાબાઈનું નામ પણુ હતું. '

' આ નામ વાંચીને પળવાર તો અમે સ્તબ્ધ થઈ ગયાં.'

શાંતિનો ભંગ કરી બોલવાનો આરંભ મેં કર્યો:

" આનો અર્થ તો એ થાય છે કે આપણે એ જ હવે ભાગીદાર બની રહીએ છીએ. એમને સગાં–સંબંધીમાં કોણુ છે, અરવિંદ ? "

" નજીકમાં તો કોઈ નથી, અને દૂરનાં સગાં જોડે એમને સંબંધ નહિ હતો. અવન્તિકાબાઇના જીવન–ક્રમ વિષે એ બધા જાણે છે અને તેથી એની જોડે જરાએ સંબંધ ન રાખતા એનું નામ સુદ્ધાં ન લેતા. એની સંપત્તિ તો બધી સરકારી બોંડમાં છે અને એ એ બધાં બોંડ તીજોરીમાં

છે. એ તીજોરીની ચાવી મારી પાસે છે, મારામાં એ સંપૂર્ણ વિશ્વાસ ધરાવતાં હતાં.”

‘ અને એ બોંડનો વારસો કોને મળે છે ? ’ મેં પૂછ્યું.’

‘ બધાંને ? ’

અરવિંદે ડોકું ધુણાવી હા કહી.

‘ આપણો સંબંધ આટલો ગાઢ છે એ જોતાં મારે તને સાચી વાત કરવી ઘટે.’

‘ અવન્તિકાબાઇની મિલ્કત વિશાળ—અતિ વિશાળ છે. બેંકમાં તો એનાં થોડા જ નાણાં જમા છે. ત્રણ બેંકમાં એનાં ખાતાં છે. કદાચ કોઈ સમયે એ સપડાઈ જાય તો બેંકમાંનાં નાણાં તો જપ્ત થઈ જાય એ ભયે એમણે બેંકમાં થોડા જ પૈસા રાખવાનો ક્રમ રાખ્યો હતો.’

‘ પણ એમની મિલ્કત ઉપર દાવો રજુ કરનારા કોઇ નહિ નીકળે ? એમણે વસીયતનામું પણ કર્યું તો હશે ને ? એના જે દૂરના સગાની તેં વાત કરી એ બધા ક્યાં છે ? ’ મેં પ્રશ્ન—પરંપરા છોડી. ’

‘ એમણે વસીયતનામું નથી કર્યું એ તો હું જાણું છું. એટલે એમની જેટલી મિલ્કત જાહેર છે એ બધી એમનાં સગાંઓને જ મળવાની પણ જે મિલ્કત એમની છે એ વાત જાહેર નથી. એ બધાની માલિકી મારી બની જવાની. આ મહાલય એમની અને મારી સંયુક્ત માલિકીનું હતું—એ હવે મારૂં બની જવાનું. ’ અરવિંદ આટલું બોલીને જરા અટક્યો પછી એણે સવાલ કર્યો...

'કેટલો કરૂણ અંત? ખરેખર ઇશ્વરનો આ ન્યાય છે.' મેં એના આ ખ્યાલનો અસ્વિકાર બતાવવા મારા ખભા હલાવ્યા.

'આવી મૂર્ખ જેવી વાત શું કરે છે. અરવિંદ! ન્યાય? ઇશ્વિર? બાળક જેમ તું વાત કરતો લાગે છે. આવી વાતમાં માને છે જ કોણ? તારી આ રીતની વાત મને મિશનની શાળાની યાદ આપે છે. ત્યાં આ પ્રકારનું શિક્ષણ આપવામાં આવતું.' આવી વાત અમારી વચ્ચે થઈ.

" **મા**રા જીવનનો આરંભ શી રીતે થયો એનું વર્ણન મેં કર્યું. હવે હું એ જીવનના અનુભવોનું વર્ણન કરું છું. "

" મારા વ્યવસાયને ચલાવવા માટે હું જગતનાં મોટાં મોટાં નગરમાં યુવતિઓને મોટાં મોટાં મહાલયોમાં રાખું છું. એ વ્યવસાયમાં સૌથી મોટું પહેલું કાર્ય બે શહેરોમાં આવાં 'વિહાર–ગૃહો' ખોલવાનું મેં કર્યું હતું. એ ' વિહાર–ગૃહો'માં મને ખૂબ સફળતા મળી અને તેથી મેં બીજાં શહેરોમાં પણ એવી જ રીતનાં ' ગૃહો ' ખોલવા માંડયાં. એ બધાંએ સફળ નિવડયાં. નવીનતા એ એમનું આકર્ષણ હતું. આ વ્યવસાયમાં પડેલા બીજા લોકો જે માર્ગ અને કાર્ય-પદ્ધતિ અખત્યાર કરતાં એના કરતાં હું સદાએ જુદા પ્રકારની કાર્યપદ્ધતિ અખત્યાર કરતી.

"યુવતિઓની પસંદગી એ મારી સફળતાની ચાવી છે. આકર્ષક ન થાય એવી યુવતિને હું કદાપી સંઘરતી

નહિ. બુદ્ધિ–પ્રતિભા–સંપન્ન યુવતિઓને જ હું મેળવતી. અને પરિણામે મારાં 'વિહાર–ગૃહો' માટે ગ્રાહકોને આકર્ષણ રહેતું, અને મારા ગ્રાહકોમાં સ્ત્રીઓ અને પુરૂષો બન્નેનો સમાવેશ થાય છે એ જાણીને કદાચ કોઇને આશ્ચર્ય થાય.

"યુવતિઓ માટે ગ્રાહકોને આકર્ષણ થતું એવી જ રીતે એમને વિવિધતા પણ મળતી. યુવતિઓ મેળવવાની મારી જૂની યુક્તિઓ જાહેર થઈ જાય તો હું તરત જ નવી યુક્તિઓ યોજું છું. મારા સહાયકો મારૂં કાર્ય વફાદારી-પૂર્વક કરે છે. પણ એ રીતે કરવા માટેનો પૂરતો બદલો એમને મળી રહે છે જ.

"મારા હરિફોને હંફાવવાના મેં અનેક માર્ગ યોજ્યા છે. અમારા 'શિકાર'ને એક સ્થળેથી બીજે સ્થળે લઈ જવાનું કાર્ય અતિ વિકટ હોય છે. રૂદન કરતી, કે ઝગડો કરતી, કે દુઃખી લાગતી યુવતિ હંમેશાં સૌનું ધ્યાન ખેંચે છે. અજાણ્યા લોક એને વિષે તપાસ કર્યા વિના પણ નથી રહેતા. બંધ વાહનમાં એમને એક સ્થળેથી બીજે સ્થળે લઈ જવામાં મોટું જોખમ છે એટલે એ પદ્ધતિ અખત્યાર કર-વાનું આ વ્યવસાયમાં પડેલા લોકો પસંદ નથી કરતા.

"મેં એક એવું ઔષધ શોધી કાઢ્યું છે કે જેની અસરથી માનવી કલાકો સુધી વિચાર ન કરી શકે એવી–આસપાસની પરિસ્થિતિ ન સમજી શકે એવી–ખાલી મગ-જની દશા ભોગવતું બની જાય. આ ઔષધનો ઉપયોગ બે રીતે થઈ શકે છે. એ પિવડાવી શકાય અથવા એનું ઇન્જે-કશન આપી શકાય. સામાન્ય રીતે બીજો માર્ગ અખત્યાર કરવામાં આવે છે. એ પછી નર્સ જેવા પોષાકમાં સજ્જ

થએલી એક સ્ત્રી જોડે એને ટ્રેઈન મારફતે જ મોકલવામાં આવે છે. કોઇને એને વિષે માહિતિ મેળવવાની જીજ્ઞાસા થાય તો એમ કહેવામાં આવે છે કે માનસિક બિમારી ભોગવતી એ યુવતિ છે.

"હું આ રીતે જ બધી યુવતિઓને મુસાફરી કરાવું છું. એ યુવતિ શુદ્ધિ મેળવે છે ત્યારે મુક્તિની શક્યતા જ નથી હોતી. કાં તો એ કોઈ વિહાર–ગૃહમાં પહોંચી ગઈ હોય છે, કાં તો એ એની ખરીદી કરનાર ગૃહસ્થને ત્યાં પહોંચી હોય છે.

"બધા જ દેશના શ્રીમંત લોકો ન માની શકાય એવાં મોટાં મૂલ્ય આપીને આવી યુવતિઓની ખરીદી કરે છે. આપણે જેમ મોટર ભાડે રાખીએ છીએ તેમ કેટલાક મુકરર સમય માટે–થોડાં અઠવાડિયાં કે મહિના માટે–આવી યુવતિઓને ભાડે રાખે છે. અને આવા પ્રત્યેક સોદામાં નાણાં આગળથી જ ચૂકવવાનાં હોય છે; કારણુ હું મારા ધંધામાં સ્વરૂપને અને ગ્રાહકોની નીતિ–પરસ્તીને બરાબર પિછાનું છું. એમાં ઉધાર ચાલે જ નહિ.

"હું મારા ગ્રાહકોને મારા ઉત્તેજકો તરીકે ઓળખું છું. એ બધા શ્રીમંત હોય છે; હું શ્રીમંત–વર્ગ જોડે જ કામ પાડું છું. બીજા તરફ લક્ષ આપવાનું કામ મારાં માણુસોનું છે. અને એમાંથી મને હજારોની કમાણી થતી હોય છે — હજારો રૂપીયા નહિં પણુ ગીનીની. એક શ્રીમંતને મેં એક કુમારિકા ૧૭૦૦૦ ગીની લઇને વેંચી હતી. હું જાણુતી હતી કે આ યુવતિ પાછળ એ કામાંધ થએલો છે — બીજી કોઈ યુવતિનો એ સ્વીકાર કરે એમ નથી. એટલો

એની પાછળ એ કામાંધ બન્યો હતો. પછી શા માટે હું ઓછા દામ લઉં? આવી વિશાળ આવક મળે પછી હું મારાં માણસોને ઓછું વેતન શા માટે આપું? મોટાં મોટાં રાજ્યના મુખ્ય પ્રધાનોથી પણ મારાં ઘણાં માણસોને વધારે પગાર મળે છે. અને એ ઉપરાંત મુસાફરીની ઉંચામાં ઉંચી સગવડ અને શ્રેષ્ઠ હોટેલોમાં રહેવાનું પણ એમને મળે છે. આમ શ્રીમંતાઇમાં રહે તો જ શ્રીમંત ગ્રાહકો એ લોકો મેળવી શકે — અને તો જ ઉંચી કક્ષાની યુવતિઓને મેળવી શકે.

"અને મને આ વ્યવસાયમાં ક્યાંયે આંચકો નથી લાગતો. ઠંડા પેટે હું મારી પ્રવૃત્તિ કરું છું. મારાંમાથી માનુષી — તત્ત્વ તો જાણે પરવારી ગયું છે, એક કસાઈને જેમ એનાં ઘેટાં કે બચ્ચાંનો વિચાર કરતાં કંપારી નથી છૂટતી એમ મને આ યુવતિઓ વિષે વિચાર કરતાં કંઇ લાગણી નથી થતી. પણ આ બધું છતાંયે કોઇક વાર હૃદય જેવી ચીજ મારામાં દેખા દે છે. ત્યારે હું આંખો મીંચીને પૈસા વેરવા માંડું છું.

"મારા ગ્રાહકોનાં નામ જો તમને આપું તો તમને આશ્ચર્ય ઉપજે. એમાં કેટલાયે તો આજે સમાજમાં ઉંચા પ્રકારનું માન પામી રહ્યા છે. બીજાં નામ નામીચા જાતિ — ભ્રષ્ટ લોકોનાં છે. એવા પણ મારા ગ્રાહકો હતા કે જે પછીથી માનસિક રોગોની ઇસ્પિતાલમાં પૂરાએલા — જાતીય રીતે વિકૃત હોવાને કારણે અથવા પર પિડનની વૃત્તિ ધરાવનાર તરીકે. ઉચ્ચ સમાજમાં સ્થાન પામનારા પણ એમાં છે. મને કેટલીયે વાર આશ્ચર્ય થાય છે કે પોતાને નીતિમાન ગણનારા આજના સમાજને જો ખબર પડે કે એમની સાથે

નિત્ય સંસર્ગમાં આવનાર, એમની આગેવાની કરનાર, એમનાં બાળકોને કેળવણી આપનાર, એમને ધર્મનું જ્ઞાન આપવાનો દાવો ધરાવનાર વર્ગમાં એવા કેટલાયે આદમીયો છે કે જે આવું વિકૃત જીવન જીવે છે તે? આ માનવીઓ બેવડું જીવન જીવે છે. એક અંગ્રેજ નવલકથાકારે "જેકીલ અને હાઈડ" નામક એક સરસ નવલકથા લખી છે. એનો નાયક ડૉ. જેકીલ છે. એ ડૉ. જેકીલ ઉપર કંઈક એવી અસર થાય છે, જેને પરિણામે એ જાણે પલટી જાય છે. ઉદાર, માયાળુ, સત્યપ્રિય એવો આ આદમી એ અસરને પરિણામે વખતે વખતે કંજુસ, લુચ્ચો, જુઠો, ક્રૂર, બદમાશ બની જાય છે. એ બિચારો તો અજાગ્રત રીતે બે સ્વરૂપનું જીવન જીવતો, પણ આ વર્તમાનયુગી જેકીલ—હાઈડો તો સમજવા છતાંએ આવું બેવડું જીવન જીવે છે. પણ એ એવું બેવડું જીવન જીવે છે એનાં કારણો છે. યોગ્ય કેળવણીનો અભાવ, સમતુલા જાળવી શકાય એવી સામાજીક પરિસ્થિતિનો અભાવ, વગેરે આનાં અનેક કારણો છે. અને આવા તો અનેક માનવી છે અને છતાંએ સમાજ નીતિમત્તાનો ડોળ કરે છે—સંસ્કૃતિની બડાશ મારે છે.

"માનવીનાં લોહી—માંસનો વેપાર થઈ શકે છે એ વાત સાંભળીને કોપી ઉઠનારા અનેક છે. એવા વેપાર કરનારને એ લોકો 'દાનવ'ની ઉપમા આપે છે—વ્યાજબી રીતે આપે છે. પણ માનવ—શિકાર માટેની જો આવડી બધી માંગ ન હોય તો આવા 'દાનવો' એક પળવાર પણ નભી શકે? શું એમનો આપમેળે જ વિનાશ ન થઈ જાય? એટલે એ વેપાર ખેડનાર ઉપર આક્ષેપ કરવાનો માર્ગ

અર્થહીન છે. એ વેપારનો ઉપયોગ કરનાર — એને આશ્રય આપી ટકાવી નાખનાર વર્ગનો દ્વેષ ન થાય ત્યાં સુધી એ વેપાર ન અટકી શકે. અને એ થઈ ક્યારે શકે? લાખો કરોડોની દોલત વારસામાં મેળવી શકાય એવી પરિસ્થિતિ છે ત્યાં સુધી, એ દોલતનો ઉપયોગ જાતીય વિકૃતિથી પીડાતા માનવીઓ કરી શકે છે ત્યાં સુધી, નીતિ–ભ્રષ્ટ લોકોને સમાજમાં સ્થાન છે ત્યાં લગી આ સુધારો થવો અશક્ય જ છે. મારા જેવા વ્યવસાયમાં પડેલાને ગરીબ, બેકાર કે કંગાળ નથી પોખતા! કેળવણીહીન અને ગમાર અમને નથી પોષતાં, અમને પોષે છે તો એ કહેવાતા કેળવાયેલા, સંસ્કૃત માનવીયો જે સાધન–સંપન્ન છે — શ્રીમંત છે. વિરોધાભાસ ભરેલું લાગતું આ વિધાન સંપૂર્ણ સત્ય છે. ઉપર ઉપરથી નીતિમાન જણાતા, શાંત નિરૂપદ્રવી જીવન જીવવાનો ડોળ કરતા આવા લોકોનો જ મારો ગ્રાહક–વર્ગ બનેલો છે. જાણે ધીખતા જ્વાળામુખીનાં શીખર ઉપર બરફ છવાયાથી એ જ્વાળામુખી નથી એવી માન્યતા પ્રસરી છે.

"અને તમને કદાચ આશ્ચર્ય થશે કે મારા ગ્રાહકોમાં વધારે હામ આપનારા તો પરિણિત પુરૂષો હોય છે. કાં તો એમને પોતાની પત્નિથી અસંતોષ હોય છે — અથવા અપૂર્ણ સંતોષ હોય છે અને પરિણામે મારાં 'વિહાર–ગૃહ'ની કોઈ યુવતિ તરફ એને કોઈ હોટેલમાં આકર્ષણ થઈ જાય છે. કેટલીક વેળા તો પત્નિઓ જ આ સ્થિતિ માટે જવાબદાર હોય છે. પતિ એમને ગમતો નથી હોતો, અનાકર્ષક લાગતો હોય છે અથવા તો તિરસ્કારને પાત્ર લાગતો હોય છે. પતિ નીતિભ્રષ્ટ હોય અને પછી પરણે તો

પત્નીને જ્યારે એ માહિતિ મળે છે ત્યારે એ એને તિરસ્કારવા માંડે છે. આવા વિકૃત માનવીનાં અસ્તિત્વની પણ એમને બિચારીને કલ્પના નથી હોતી અને તેથી આઘાત જન્માવે છે.

"અવિકૃત પતિઓને જ્યારે એમની સ્ત્રી કામાતુર નથી જણાતી અથવા કામની ઉણપવાળી જણાય છે, ત્યારે એમને બિચારાને પોતાની શારીરિક જરૂરતો માટે આવા અવળા માર્ગે વળવું પડે છે.

"પુરૂષને—એ ભલે શ્રેષ્ઠ પુરૂષ હોય કે શ્રેષ્ઠ પતિ હોય–જ્યારે એની પત્નિ પાસેથી જે જોઈએ છે એ નથી મળતું ત્યારે એ આ માર્ગે વળ્યા વિના નથી રહી શકતો—આ વિધાન અપવાદ વિનાનું વિધાન છે. આ વાત તદ્દન સાચી અને ડહાપણ ભરેલી છે. પણ એ કેટલી પત્નિઓ સમજે છે ? એ હકીકત નથી, અસત્ય છે એમજ પત્નિઓ તો જાહેર કરવાની–જો એમને કહેવામાં આવે કે આ નકકર સત્ય છે.

"પતિ માટે આમા બચાવનું કશું જ કારણ નથી. પોતાના પક્ષે એક પણ દલિલ એ ન આપી શકે. અદાલતે જો કિસ્સો જાય તો નિર્ણય પત્નિની તરફેણમાં જ આવે—નીતિ વિના સમાજ ન ટકી શકે એવી માન્યતાને કારણે.

"મારાં 'વિહારગૃહો'માંની યુવતિઓનો મોટો ભાગ તો મારા સહાયકો જ લાવે છે. પણ ખાસ મહત્વનાં સ્થાન માટેની યુવતિઓ મારે લાવવી પડે છે. એ યુવતિઓ પાસે હું એવા સોગન લેવડાવું છું કે કોઈ પણ સંજોગોમાં આ 'વિહાર–ગૃહો'માં એ જે કંઈ જુએ, સાંભળે કે જાણે એ બીજા કાને ન જાય, અને આજ પર્યંત એક પણ એવો પ્રસંગ નથી બન્યો કે કોઈ યુવતિ બિનવફાદાર નીવડી હોય.

"કેવી સૌન્દર્યવતી આ યુવતિઓ છે એ તમને કલ્પનામાં પણ નહિ આવે. સૌન્દર્યના ભિન્ન ભિન્ન પ્રકારનું જાણે પ્રદર્શન. ઉંચી, નીંચી, મધ્યમ કદની, પ્રમાણ સરની રેખાઓવાળી, વિવિધ રંગી વાળ વાળી, સ્પષ્ટ અને આકર્ષક રીતે વાત કરનારી, આવી આ યુવતિઓ હોય છે. એને જોનારને એમ કબુલ કર્યા વિના ન ચાલે કે મારા વ્યવસાયનું મને સાદ્યંત જ્ઞાન છે.

"યુવતિ માત્રને તીક્ષ્ણ બુદ્ધિ એ તો પ્રથમ જરૂરત છે. એમનામાં કલ્પના પણ હોવી ઘટે, એના વિના એ મારા માટે બિન-ઉપયોગી થાય. શારીરિક સૌન્ર્યથી ભરપૂર પણ કલ્પના હીન, જોમ વિનાની અને કામ વિનાની નારી નરને આકર્ષી ન શકે—એની એને જરૂરત ન પડે. મારા કેટલાયે હરિફો આ વાતનો ખ્યાલ નથી રાખતા અને નિષ્ફળતા પામે છે. કામ વિનાની, તાઝગી-વિનાની યુવતિ ભલે દેખાવે આકર્ષક હોય તોયે ભારણ રૂપ થઈ પડે. ગ્રાહકોની આ જરૂરતનો સાચો ખ્યાલ એ મારી સફળતાની ચાવી છે. બીજાં 'વિહાર-ગૃહો'ને છોડીને મારા ગૃહો તરફ ગ્રાહકો ખેંચાય છે એનું આ એક અગત્યનું કારણ છે. અને શ્રીમંત વર્ગ મારી સલાહ અને સહાય માગે છે એનું પણ એ જ કારણ છે.

"પ્રવેશને સમયે સૌન્દર્ય—સંપન્ન અને આકર્ષક એવી આ યુવતિઓ થોડાં વર્ષમાં એમનાં સૌન્દર્ય અને આકર્ષણને ગુમાવે છે. થોડાં જ વર્ષ પહેલાં આંખને ઠારે એવી જોબનવંતી નારી આજે કુરૂપ બની જાય છે. એનાં સ્મિતની પ્રભા ઓગળી જાય છે. એનાં હાસ્યની મધુરતા પલટીને કર્કશતા બની જાય છે. ચકચકીત કેશ ઝાંખા પડી જાય છે. એની દૃષ્ટિ ભયભીતતા સૂચક બને છે. એના ચહેરાની રેખાઓ ન ઓળખાય એવી બની જાય છે."

" મારા વિહાર-ગૃહ"માં યુવતિઓ માંડ માંડ આઠ સાલ ટકી શકે. ૭ વર્ષ પછી એ ઘસાવા લાગે અને એમને નીચેની કક્ષામાં ઉતારવામાં આવે. થોડાં વર્ષ ત્યાં ટકે. બાર વર્ષ સુધી ટકી રહેલી કોઈ કોઈ યુવતિ મેં જોઈ છે-પણ એ નિયમ નથી, અપવાદ છે.

" અને પછી અમે એમનો ત્યાગ કરીએ છીએ. એ પછી એમનું શું થાય છે, એ ક્યાં જાય છે, વગેરે હકીકતની મને માહિતિ નથી-દરકાર પણ નથી. કોઈ કુવો પૂરતી હશે, કોઈ અફીણ ખાતી હશે, કોઈ મરવાને વાંકે જીવતી હશે.

" આ બધું વર્ણન એમ અવશ્ય બતાવે છે કે હું અમાનુષી છું. હા; હું અવશ્ય અમાનુષી છું. એ એકરાર કરતાં મને લેશમાત્ર રંજ નથી થતો. પણ જે સમાજ આ વ્યવસાયની માગણી પૂરી પાડે છે એ જો નીતિશીલતાનો દાવો રજુ કરી શકે છે તો પછી અમારે એવા વ્યવસાયમાં શરમાવાનું કારણ મને તો નથી સમજાતું.

" આથી વધારે હું શું કહું ? મારે તો ઘણુંયે કહેવાનું છે-મારૂં વકતવ્ય જાણે અખૂટ છે.

" **એવું** કંઈક વર્ણન છે જે શબ્દોમાં મૂકતાં મને પણ આંચકો લાગે છે.

" અમારો વ્યવસાય તોડી પાડવાના જે માર્ગો યોજવામાં આવે છે એ બધા જ નિષ્ફળ જાય છે. ખ્રાન્ડીલમાં એક વેળા મારા બે માણસો પકડાઈ ગયેલાં. એમના ઉપર અદાલતમાં કામ ચાલ્યું. પણ વડી અદાલતના બે ન્યાયમૂર્તિઓના બેંકના ખાતાં તર થઇ જાય એટલી રકમના ચેક મેં એમને આપ્યા, અને ૭ વર્ષની સખ્ત મજૂરી સાથેની કેદની સજાને બદલે એમને નિર્દોષ તરીકે મુક્તિ મળી. આ વ્યવસાયને બંધ કરવાના માર્ગો યોજવા આંતરરાષ્ટ્રીય પરિષદો મળે છે—સમાજસેવકની સંસ્થાઓ રચાય—સભાઓ ભરીને એ માટે પ્રચાર થાય છે, પણ એ તો અણુઅટક્યો ચાલ્યા જ કરે છે. દેશ–વિદેશમાં આ વ્યવસાયમાં ઘસડાઈ જતી યુવતિઓને બચાવવાના પ્રયત્નો થાય છે અને તોયે હજારો યુવતિઓ અમને મળી રહે છે અને આ કાર્યમાં સાથ આપનારા સેંકડો સહાયકો અમારી સહાયમાં હોય છે. અમને સહાય કરનારા દેખાવડા જુવાનો અમને મળી જ રહે છે. મુશ્કેલી કાર્ય પસંદગીનું છે. અનેક અરજદારમાંથી અમારે થોડા પસંદ

કરવાના રહે છે. આવાં કાર્યને માટે અરજી કોણ કરે? અને એવી અરજી મેળવવાનું સાધન શું? એને માટે કંઈ જાહેર ખબર તો ઓછી થાય છે? આ બધા સ્વાભાવિક રીતે જ ઉભા થતા સવાલ છે. પણ એ બધી મુશ્કેલીને અમે પહોંચી વળીએ છીએ. અમે અનેક આડકતરા માર્ગે જાહેરાત પણ કરીએ છીએ. જાહેરાતને પરિણામે અરજી કરનારમાં અવશ્ય એક વર્ગ એવો છે કે જે શુદ્ધ બુદ્ધિથી અને સાફ દાનતથી અરજી કરે, પણ પહેલી જ મુલાકાતમાં અમે એવા જુવાનોને પારખી જઈએ છીએ. એવા ઉમેદવારોને અમે કહી દઈએ છીએ કે એમની જરૂરત નથી—અથવા જગા ઉપર બીજા માણસની નિમણૂંક થઈ ગઈ છે. પણ ઉમેદવારોમાં એવા પણ અનેક હોય છે ને જાણે છે કે કોઈ 'આબરૂદાર' ધંધા માટે આ જાહેરાત નથી. આરંભમાં કદાચ એમને એમ ન લાગે કે આ જાહેરાત આવા પ્રકારનાં કામ માટે છે, પણ થોડી વાતચીત થયા પછી—અમને એ ઉપયોગી છે એમ લાગ્યું હોય તો અમે એમને મળનારાં અસામાન્ય વેતનની વાત કરીએ કે તરતજ એમના ઉપર અસર થાય છે. અંગ્રેજીમાં એક કહેવત છે: 'Money talks' (પૈસા બોલે છે) અને એ અક્ષરશઃ સાચી છે. આ જુવાનોને એ પૈસાનો અવાજ એટલો મીઠો અને આકર્ષક લાગે છે કે એ કોઈ પણ શરતે, કોઈ પણ ફરમાન ઉઠાવવાની શરતે, એ નિમણૂંક સ્વીકારવા તૈયારી બતાવે છે.

"યુવતીઓને અમારી જાળમાં પકડવાના કેટલાક માર્ગની મેં આગળ વાત કરી છે. એ સિવાય પણ બીજા અનેક માર્ગો છે.

"અમારા સહાયકો કોઈ શહેરમાંથી અમારાં "વિહાર ગૃહ" માટે યુવતિ શોધવા મથતા હોય ત્યારે પહેલાં એ કોઇ આકર્ષક લાગતી સુંદરીને શોધી કાઢે છે. પછી મુકરર કરેલા સમયે જ્યારે એ બહાર નીકળે છે ત્યારે એની બાજુ ઉપર એક સ્ત્રી — અથવા કોઈવાર સ્ત્રીના પહેરવેશમાં સજ્જ થયેલો પુરૂષ — એની બાજુમાં ગોઠવાઈ જાય છે. એ યુવતિની ઝડપ વધે તો એની ઝડપ પણ વધે છે. યુવતિની ઝડપ ઘટે તો એની ઝડપ ઘટે છે. યુવતિ ગભરાય છે, અને પોતાની બીજી બાજુ ઉપર પણ એવી જ સ્ત્રી જુએ છે. પછી એ બિચારી આ સ્ત્રીઓની સાથે ચાલવામાં આશય શો છે એ જાણવા માગે છે. એ સવાલ કરે છે તો પણ આ બંન્ને સ્ત્રીઓ મુંગી મુંગી એની બાજુમાં જ ચાલ્યા કરે છે. આમ થોડી વધારે વાર થયા પછી યુવતિ ખૂબ ગભરાય છે, અને કોઇ રાહદારીની મદદ યાચવા મથે છે તો સાથેની સ્ત્રીઓ જાહેર કરે છે કે માન-

સિક વ્યાધીથી પીડાતી આ યુવતિની દેખરેખ રાખનાર અમે નર્સો છીએ. એ યુવતિ જેમ વધારે મુંઝાય છે, અને વધારે દૃઢતા–પૂર્વક મુક્તિ મેળવવા મથે છે, એમ તો રાહદારીઓને ખાત્રી જ થાય છે કે એ ખરેખર ભ્રમિત છે. આમ થોડા સમય સુધી ચાલે છે. પછી પેલી સ્ત્રી નાસવાનો પ્રયત્ન કરે છે. નજીકની કોઈ ટેક્સીમાં એ ચડી જાય છે. સાથે જ પેલી બે સ્ત્રીઓ પણ ચડી બેસે છે. ઘણાખરા પ્રસંગોમાં તો એ ટૅક્સી આ સ્ત્રીઓનો કોઇ સાથીદાર જ ચલાવતો હોય છે. નહિં તો પણ એ સ્ત્રીઓ આ યુવતિની ભ્રમિત દશાની વાત આગળ ધરીને પોતાની ઇચ્છા પ્રમાણે આ યુવતિને ઉઠાવી જાય છે. એ દરમ્યાન એને ઔષધનું ઇન્જેક્શન આપી દેવામાં આવે છે, અને તેથી એ યુવતિ શૂન્ય–મનસ્ક બની રહે છે. પછી આ યુવતિ ગુમ થઈ ગએલી માલુમ પડે છે અને એનો કશો જ પત્તો નથી લાગતો.

"અથવા મારો કોઈ કર્મચારી કામદાર–વિસ્તારમાં ઘુમે છે. સ્ત્રી–કામદારો જોડે સહવાસ કેળવે છે. એમાંથી એને આકર્ષક અને ચકોર લાગતી યુવતિઓ જોડે એ મૈત્રી–સંબંધ બાંધે છે. એમને આકર્ષક ધંધાઓની વાત કરે છે. સીનેમામાં કે એવાં બીજાં કામમાં ખૂબ આવકની આશા આપે છે. એ બિચારી ભોળવાઈ ને એની સાથે જાય છે. એક સ્થળેથી બીજે સ્થળે એને ફેરવવામાં આવે છે અને અંતે એને જાળવા સપડાવવામાં આવે છે.

"અને કદાચ કોઈ આમાંથી છટકી જાય તો એની દશા કઢંગી થઇ જાય છે. એ નથી ઘરની કે નથી બહારની રહેતી. એનાં કુટુંબીજનો એને અસ્પૃશ્ય જેવી ગણી કાઢે છે. એટલે એ રીતે આ યુવતિઓને ગુમાવવાની શક્યતા નથી હોતી.

" પણ બીજા માર્ગે હું કોઈ કોઈ યુવતિ ગુમાવું છું ખરી. વિસ્મય લાગે એવી એ હકીકત છે પણ એ સાચી હકીકત છે કે, આમાંની કેટલીક યુવતિઓ કોઈ જુવાન જોડે લગ્ન કરીને નાસી છૂટે છે. એકાદ કલાક આનંદ મેળવવા કોઈ યુવક આવે છે, પણ પછી તો અમારાં " વિહાર-ગૃહ"ની યુવતિ જોડે પ્રેમમાં પડે છે. એને માટે એ મૂલ્ય ચૂકાવી એને લઈ જાય છે અને એની જોડે પરણી જાય છે. અને માનવામાં ન આવે એવી એ સાચી વાત છે કે આવી યુવતિઓ કેટલાયે અનુભવોમાં પ્રેમાળ પત્નિઓ બની રહે છે.

" એક મહત્વના સવાલ વિષે થોડી માહિતી આપું. 'વિહાર-ગૃહ'ને ઓળખવાં શી રીતે? એના ગ્રાહકોને એ ખબર શી રીતે પડે? એ બધી ખબર પડે એની સૂચક નિશાનીઓ હોય છે. અમુક રંગના અને અમુક રીતે ગોઠવાયેલા પડદા એની એક નિશાની છે. એવી અનેક નિશાની હોય છે. નીતિમાન જીવન ગાળતાં મનુષ્યો એને ન ઓળખી શકે—પણ આ 'વિહાર-ગૃહો'નો ઉપયોગ કરનાર વર્ગ તરતજ પિછાની જાય.

"મોટી ઉંમરે કામેચ્છા ઓછી થઈ જાય છે એવી એક સ્વાભાવિક માન્યતા છે. મારો અનુભવ એથી ઉંધો છે. મોટી વયના અનેક પુરૂષોની જરૂરત મેં પૂરી પાડી છે. એમના મિત્રોને પણ જો આ હકીકતની ખબર પડે તો આશ્ચર્ય થાય. અને આ રીતે સંતોષ મેળવવા જતાં એ બિચારા જૈફ આદમીઓને કેટલાં અને કેવાં ભયંકર જોખમ ખેડવાં પડે છે? પોતાની છાપવાળાં નોટ–પેપર ઉપર એ લોકો પોતાની સાચી સહીથી મારા ઉપર કાગળ લખે એવા મૂર્ખ હોય છે! આવા કાગળનો ઉપયોગ કરવાની ધમકી આપીને હું એમના પાસેથી ધારૂં એટલા પૈસા પડાવી શકું એ ખ્યાલ જ એમને આવતો નથી.

" એ કાગળોમાં એક કાગળ આવો છેઃ–

'મારે સ્ત્રી બાળકો છે. પણ મને મારી સ્ત્રીથી સંપૂર્ણ સંતોષ નથી મળતો. એટલે મારે એક એવી યુવતિની જરૂર છે કે જે જાહેર રીતે તો મારાં બાળકોની શિક્ષિકા તરીકે રહે, પણ એણે મારી ઉપ–પત્નિ તરીકે ખાનગીમાં વર્તવા

તૈયાર રહેવું પડશે. અલબત્ત, એણે મારી સાથે અને મારાં કુટુંબમાં જ રહેવાનું !

"બીજા એક માણસે એક કાગળ લખ્યો હતો. એણે એમ લખ્યું કે એની પત્નિ જોડે એને મૈત્રી તો ખૂબ હતી, પણ એ એની જોડે જાતીય સંબંધ રાખવા ઇચ્છતી ન હતી. એટલે પતિપત્નિએ એમ નક્કી કરેલું કે એમણે એક રસોયણ રાખવી. એ રસોયણ એ મહાશયની જાતીય જરૂરતો પૂરી પાડે.

"સ્ત્રીઓની વિચિત્રતાઓ, એમના તરંગો, એમના ગમા અને અણગમાઓ, એમની નબળાઇ અને એમની ખોડો, એમના દુર્ગુણો, એમનાં લક્ષણો, એમના ગૂઢમાં ગૂઢ વિચારો; આ બધાંની માહિતિ હું મેળવી શકું છું. અને પુરૂષો વિષે પણ, એથી વધારે નહિં તો એટલું તો જાણું જ છું.

"શાંત લાગતી, ઓછાં બોલી, શરમાળ દેખાતી સ્ત્રીઓ ખૂબ ભયાનક હોય છે. એજ નીતિભ્રષ્ટ હોવાનો સંભવ વધારે હોય છે. પુરૂષો જોડે ખૂબ ભળી જનારી, મોટે અવાજે હસનારી, પોતે નીતિની દરકાર નથી કરતી એમ મનાવવાનો દેખાવ કરનારી, જીન્સી તત્ત્વવાળી વાર્તાઓમાં રસ લેનારી સ્ત્રીઓ સામાન્ય રીતે નીતિપાત્ર હોય છે. એ કદાચ પુરૂષો જોડે છૂટછાટથી વર્તે — કદાચ ચુંબન સુધી એમની છૂટ આગળ વધે પણ એથી આગળ એ નથી જતી.

"આ વાતનાં સમર્થનમાં હું એક બે દષ્ટાંત આપું. શાંત લાગતી અનેક સ્ત્રીઓનાં ખાનગી જીવન જોડે હું સંસર્ગમાં આવી છું. એમણે મને મારા વ્યવસાયમાં સહાય કરી છે. એમાંની કેટલીક તો મારાં "વિહાર–ગૃહો"માં નિય-

મિત રીતે આવનારી છે. એમના પતિ, પિતા કે સંબંધીઓ જ્યારે એમ માનતા હોય કે એ બજારમાં ગઇ હશે અથવા તો કોઈ સખીને મળવા ગઈ હશે જ્યારે — બપોરના સમયે એ મારાં "વિહાર–ગૃહ"માં આવે. કોઇ દુકાનદારની દુકાન-માં પડતાં દ્વારમાંથી એ "વિહાર–ગૃહ"માં પ્રવેશ મેળવે. એટલે કોઇને શંકા કરવાનું કારણુ ન રહે.

"આવી સ્ત્રીઓમાં સૌથી વધારે વિકૃત સ્ત્રી એક શ્રીમંત સ્ત્રી હતી. એક મોટી વેપારી પેઢીનું એ સંચાલન કરતી હતી. એ ખૂબ શરમાળ અને ઓછાં બોલી હતી. એને ગુસ્સો કરવાનું તો શકય જ ન લાગે એટલી એ શાંત હતી. એ સ્વચ્છ અને સારો પોષાક પહેરતી પણુ અતી આકર્ષક પોષાક પહેરવાનો એ કદાપી પ્રયત્ન ન કરતી. એનો ખોરાક અલ્પ હતો. એને કોઇ જાતનું વ્યસન ન હતું. સમાજમાં એનું સ્થાન ઉંચું હતું. નમ્રતા અને નીતિમયતાના નમુના શી આ સ્ત્રી છે એ વાત જો કોઇ નકારે તો એને મૂર્ખ માનવામાં આવે.

"પણુ આ સ્ત્રીની એક ખાસીયત હતી — વિકૃતિ હતી. કોઈપણુ એક પુરૂષ કે પછી પંદર સોળ વર્ષના છોકરા સાથે પણુ જો એ એકલી પડે તો એના સ્વભાવમાં પ્રચંડ પલટો આવી જતો. એ સમયે એ પોતાની વૃત્તિઓને કાબુમાં ન રાખી શકે એવું જુદું જ મનુષ્ય બની જતી. અને જ્યારે પણુ એનું આવું માનસ બની જાય ત્યારે એનો વિરોધ એ સહન ન કરતી. તક મળે તો એ પોતાનાં બધાં વસ્ત્ર દૂર કરતી. અને પછી એના કમનસીબ સાથોને એ આ વાત કોઈને ન કહેવા આજીજીપૂર્વક, આંખમાં આંસુ લાવીને વિનવણી કરતી. અને કૈંક વર્ષો સુધી આ ચાલ્યા કર્યું

અને કોઇએ એની વાત બહાર ન પાડી. એના કેટલાયે સંબંધીઓ આ વાત જાણતા પણ બહાર ન પાડતા. આ વિકૃતિ સિવાય એ ખૂબ અચ્છી સ્ત્રી હતી. એટલે કોઇ એને હાનિ પહોંચાડવા ખુશી ન હતું.

"સાઠ વર્ષથી પણ વધારે એ જીવી. અને જીવનના અંત સુધી એને આ વ્યાધી રહી. અને બીજી બધી દૃષ્ટિથી એનામાં અખૂટ ડહાપણ ભર્યું હતું. જીવનના અંત સુધી એ શાંત, શરમાળ અને ઓછાબોલી રહી. મારા અનુભવમાં જે વિચિત્ર સ્ત્રીઓ આવી છે એની સંખ્યા અલ્પ નથી. અને હું એમ કહું છું કે આવી વિચિત્રતા તો મેં બીજી નથી જોઈ.

"મારા આ વ્યવસાય દરમ્યાન સેંકડો સ્ત્રીઓ અને યુવતિઓ મારા અનુભવમાં આવી ગઈ છે. એ અનેક પ્રદેશોની, અનેક જાતની અને અનેક વર્ગની હોય છે. ઘરમાંથી શાળામાંથી કે બીજે સ્થાનેથી ભોળવીને કે એવા બીજા માર્ગદ્વારા લાવવામાં આવેલી સ્ત્રીઓ ઉપરાંત એમાં એવી પણ સ્ત્રીઓ હોય છે જે સ્વેચ્છાએ આવેલી હોય છે. વિવિધ કારણો એમને મારી પાસે ખેંચી લાવે છે. અનીતિનાં જીવનમાં મોટી મજાહ હશે એમ માનીને કેટલીયે સ્ત્રીઓ આવે છે, અને થોડા જ સમયમાં એમને એમની ભૂલ સમજાય છે. વિકૃત સ્વભાવને કારણે કોઈ આવે છે. પતિ કે પિતા કમાણી કરવાની ફરજ પાડી ઘરબાર ધકેલી દેછે ત્યારે પણ કોઈ સ્ત્રી આવી પડે છે, ભૂખમરો કેટલીયે સ્ત્રીને મારી પાસે ધકેલે છે. બાળકોનાં પોષણનું બીજું સાધન ન મળે ત્યારે કોઇ સ્ત્રી મારી પાસે આવી પડે છે, અને એવી સ્ત્રીઓનાં બાળકોને મેં આજીવન પાળ્યાં છે.

"સમાજમાં ઉંચું સ્થાન ભોગવતાં કુટુંબોની પુત્રીઓ કેટલીયે વેળા મારી મુલાકાત લેછે. ખાનગીમાં એ મને અનેક પ્રકારના પ્રશ્નો પૂછે છે. અને મેં એમણે મારામાં મૂકેલા વિશ્વાસનો કોઈ પણ પ્રસંગે ભંગ નથી કર્યો, આવી મુલાકાત પછી એ યુવતિઓ મને મોટી રકમ આપે છે. હું એમને જે પ્રકારના જુવાન જોડે મુલાકાત કરવાની ઈચ્છા હોય એ પ્રકારના જુવાન જોડે મેળવી આપું છું. અને પછી એ યુવક--યુવતિ મારાં ખાસ અલાયદાં મકાનોમાં વારંવાર મળે છે. અને આ યુવતિનાં માતા–પિતા, મીત્રો કે એ સંબંધીઓને શંકા પણ નથી થતી કે એ નીતિભ્રષ્ટ છે.

"કેટલાંયે નગરોમાં આગેવાન શહેરીઓ મારા ગ્રાહકો હોય છે. એમના મિત્રો તો એમ જ માનતા હોય છે, કે આ મહાલયો સંપૂર્ણ નૈતિક જીવન ગાળે છે. અઠવાડિયે પખવાડીયે કે મહિને નિયમિત રીતે, એકવાર એ અમારાં "વિહાર-ગૃહ"માં મુકરર સમયે આવે છે. મુકરર યુવતિને જ એ મળે છે, અને એમની આ પ્રવૃત્તિ વિષે કોઈને કશી જ માહિતિ નથી હોતી.

"મારાં "વિહાર-ગૃહો"નીવાસીઓને સૌથી સંતોષકારક તો પહેલી પચ્ચિસીના જુવાન લાગતા હતા. એ ખૂબ નમ્ર હોય અને એમને સંતોષ પણ સરળતાપૂર્વક થઈ જાય. જાણે મહારાણી જોડે વાત કરતા હોય એ રીતે એ "વિહાર-ગૃહો"ની નારીઓ જોડે વાત કરે અને આ નારીઓને પણ વિવેક તો પ્રિય હોય છે. યુવાવસ્થા પ્રેમ માટેનો સમય છે. શાળાના વિદ્યાર્થિઓ કેટલીયે વાર અમારે ત્યાં આવે છે. અંધકાર છવાયા પછી શરમાતા ગભરાતા એ આવે અને એમની પાસેથી પૈસા થોડા મળે, પણ મારા માટે શક્ય હોય ત્યાં સુધી એમને સંતોષવાનો હું પ્રયત્ન તો કરું જ. પૈસા પડાવવાનું સાધન તો રીઢા થઈ ગયેલા લોકો જ હોય છે.

એમને આ એક પ્રકારનું વ્યસન થઈ પડ્યું હોય છે.

"મારા ગ્રાહકોમાં સ્ત્રીઓ પણ હોય છે એ તો મેં કહ્યું છે. એવી સ્ત્રીઓ પુરૂષો માટેનાં જ ગૃહોમાં જવાનું પસંદ કરે છે. પણ કેટલીક સ્ત્રીઓને આ શક્ય નથી હોતું. ત્યાં સ્ત્રીઓને સંતોષ આપવા માટે જુદાં જ ગૃહો રાખવામાં આવે છે પણ ત્યાં પણ કંઈક ને કંઈક યુક્તિદ્વારા એ પુરૂષો માટેના ગૃહોમાં પ્રવેશ મેળવે છે. પુરૂષનાં પોષાકમાં સજ્જ થઈ એ આ પ્રકારના સ્થળે પ્રવેશ મેળવે છે.

"જગતભરમાં અનીતિ પ્રસરેલી છે એવો મારો અનુભવ છે, પણ પશ્ચાત વિસ્તારોમાં વિકૃતિનું પ્રમાણ ઓછું છે એ નિઃશંક છે.

" આમારા વ્યવસાયને ઉત્તેજન આપવા માટે અને આવકનું એક નવું સાધન ઊભું કરવા માટે અમે એક નવો માર્ગ પણ યોજ્યો છે. જાતીય-સંબંધને જુદાં જુદાં સ્વરૂપમાં રજુ કરતા ફોટોગ્રાફ આવકનું મોટું સાધન થઈ પડે છે. એવાજ પ્રકારનાં ચલ્લ ચિત્રો પણ મોટી કમાણી આપે છે. છેલ્લાં વીસ વર્ષથી આ વ્યવસાય વિકાસ પામ્યો છે.

" પણ આ પ્રકારના ફોટોગ્રાફ મેળવવા શી રીતે? એવાં ચલ્લ ચિત્રો તૈયાર કરવાં શી રીતે? આ સવાલ વિકટ છે. પણ અમે એના ઉપાયો યોજીયે છીએ. એને માટે અમે અનેક યુક્તિઓ અખત્યાર કરીએ છીએ. એ બધાનાં વર્ણન જો હું કરૂં તો રસીક થાય, પણ એ તો હું નહિ કરૂં. પણ કંઈક ખ્યાલ આપવાના હેતુથી એવો એક પ્રસંગ અહીં આપીશ.

એક જુવાનને એના પિતાએ મોટો વારસો સોંપ્યો. પણ એ જુવાનનું જીવન અવ્યવસ્થિત હતું. એણે એ પૈસા વેડફી નાખ્યા. એના ઉપર દશ હજાર રૂપીયાનું દેવું થઈ ગયું.

હવે ?

એની પાસે કોઈ માર્ગ ન હતો. એણે એક હજાર રૂપીઆ ગમે તેમ કરીને ઉભા કર્યા. એ લઇને જીવનના છેલ્લા થોડા દિવસ આનંદમાં ગાળવાના આશયે, એક મોટાં શહેરમાં એક મોટી હોટેલમાં જઈને વસ્યો. એ ત્યાં લહેરી જીવન ગાળતો હતો. પંદરેક દિવસમાં એણે પાંચસો રૂપીયા વાપરી નાખ્યા. પંદરમે દિવસ એ હોટેલનાં એક ટેબલ પર ચા પીતો હતો, ત્યાં એક સૌન્દર્યવતી સ્ત્રી એની પાસે આવીને બેઠી.

‘ આપની સાથે હું ચા લઉં તો આપને વાંધો નથી ને ? ’

‘ ના જી ’ યુવાને કહ્યું.

એ યુવતિ બેઠી. ચા આવી. ચા પીતાં પીતાં ફરીને યુવતિએ વાતનો આરંભ કર્યો.

‘ આપ આજે રાતના મારે ત્યાં આવશો ? એણે પૂછ્યું.

યુવક વિચારમાં પડી ગયો. શું કરવું એ એને સમજાતું ન હતું. પણ છેવટે સાચેસાચી વાત કરી નાખવાનો એણે નિર્ણય કર્યો....

‘ તમે મારા વિષે શું માનો છો ? તમે શું એમ માનો છો કે હું ધનિક છું ? મારો દેખાવ એવો છે એ વાત સાચી. પણ એનું કારણ તો એ છે કે હું એક વેળા શ્રીમંત હતો. અત્યારે તો મારી હાલત તદ્દન નબળી થઈ ગઈ છે. મારા ઉપર તો દેવું થઈ ગયું છે. જીવનથી કંટાળીને હું આ નગરમાં આવીને વસ્યો છું. જીવનના છેલ્લા થોડા દિવસ આનંદમાં ગાળવાનો મારો હેતુ છે. અત્યારે મારી પાસે પાંચસો રૂપીયા

પણ માંડ માંડ હશે. એ પૂરા થાય ત્યાં સુધી હું જીવવાનો છું અને પછી.....એટલે મારી સાથે તમે તમારો સમય નકકામો બરબાદ ન કરો એ હેતુથી હું તમને આ સાફ વાત કરી દઉં છું.'

યુવતિએ ગુસ્સે થઈ હોય એવો દેખાવ કર્યો.

'તમે હું કોણ છું એમ માનો છો? મારે તમારા પૈસા જોઇએ છે એમ માનવાનું કંઈ કારણ? મને તમારી આ રીતની વાતથી અપમાન લાગે છે. મારે તમારા પૈસાની કશી જ જરૂરત નથી. તમારી પાસે હજારો રૂપીયા હોય તો પણ મારે એની જરૂર નથી.....પણ તમારી સ્થિતિ માટે મને દુઃખ થાય છે. હું તમારી આવી દશા હશે એવી કલ્પના કરી શકી ન હતી. તમારા ઉપર કેટલુંક દેવું થઈ ગયું છે?'

યુવક થોડો સમય તો ચુપ રહ્યો. પછી એણે જવાબ આપ્યો.

'લગભગ દસ હજાર રૂપીયા! થોડીવારમાં હોટેલનો બોય બિલ લઈને આવ્યો. યુવતિએ બંન્નેનું બિલ ચૂકવી આપ્યું.'

'ચાલો મારી સાથે' એમ સત્તાવાહી અવાજથી કહી એણે ચાલવા માંડયું. યુવક એની પાછળ ચાલ્યો. બહાર નીકળતાં એક મૂલ્યવાન મોટર સામે ઉભી હતી. મોટરનું દ્વાર પકડીને યુનિફોર્મમાં સજ્જ એક સિપાહી ઉભો હતો. યુવતિ મોટરમાં બેઠી. યુવક એની બાજુ ઉપર બેઠો.'

એકાદ કલાક સુધી પૂર વેગે મોટર ચાલી. દૂર દૂર એ મોટર નીકળી ગઈ. એક બગીચામાં મોટર પ્રવેશી. થોડી-વારમાં મોટર અટકી.

યુનિફોર્મ સજ્જ સેવકોએ હવેલીનાં દ્વાર ખોલ્યાં. એ હવેલી ભવ્ય હતી. એમાં ફર્નિચર પણ મૂલ્યવાન હતું.

થોડીવારે ભોજનનો સમય થયો, યુવક–યુવતિએ ભોજન કર્યું. બીજું કોઈ ત્યાં નહિ હતું.

ભોજન પછી યુવતિ યુવકને એક શયનખંડમાં લઈ ગઈ. એમાં સુંદર પલંગ બિછાવેલો હતો. અતી તેજસ્વી વીજળીની બત્તિઓ એમાં હતી.

પછી......

× × × ×

બીજે દિવસ સવારે યુવક એકલો બેઠો હતો. એને ચા આપવા નોકર આવ્યો. ચાનાં ટ્રેમાં એક પરબિડીયું હતું. પરબિડીયામાં ઘણા કાગળ ભર્યા હોય એમ લાગતું હતું. એના ઉપર નીચેના શબ્દો છાપવામાં આવેલા હતા:—

'તમારાં રહેઠાણ ઉપર પહોંચ્યા પહેલાં આ પરબિડીયું ન ખોલતા. તમને સફળતા ઇચ્છું—અને તમારો આભાર માનું છું.'

ચા–નાસ્તો કર્યા પછી એની રાહ જોતી મોટરમાં, યુવક બેઠો. ડ્રાઈવરને એને એની હોટલ ઉપર પહોંચાડવાની સૂચના હતી.

વિસ્મિત દશામાં–પણ ચિંતાવિહીન માનસથી–યુવકે પરબિડીયું કોટના ગજવામાં મૂક્યું.

હોટેલમાંના પોતાના ખંડનાં એકાંતમાં એણે પરબિડીયું

બોલ્યું.

એની અંદરના કાગળો જોઇને એ સ્તબ્ધ બની ગયો. એમાં વીસ હજાર રૂપીઆની નોટો હતી! એમાં કોઈ પત્ર કે સંદેશો નહિ હતો.

જીવનમાં કોઈ પણ સમયે યુવક આવી પરિસ્થિતિમાં મૂકાયો ન હતો. એને કાંઈ સમજાતું ન હતું. લાયકાત કરતાં વધારે માયા યુવતિયે બતાવી હોય એમ એને લાગતું હતું. નોટોને એણે પોતાની બેગમાં મૂકી. એ બહાર ફરવા નીકળ્યો. પણ જેમ જેમ વધારે એ વિચાર કરતો હતો તેમ તેમ એનો ગુંચવાડો વધતો જતો હતો.

× × × ×

મહીનાઓ વીતિ ગયા. યુવકની સ્મૃતિમાંથી આ વાત બહાર ગઇ હતી. એ ફરીને પોતાનાં નગરમાં આવી ગયો હતો. પોતાનું દેવું એણે ચૂકવી આપ્યું હતું અને વેપારમાં પડી એણે વ્યવસ્થિત જીવન આરંભ્યું હતું.

એક દિવસ કેટલાક મિત્રો એને મળવા આવ્યા. એમણે એને એક ખાનગી સીનેમા જોવા જવા આગ્રહ કર્યો અને એમની સાથે એ ગયો.

ધીમાં સંગીતથી કાર્યક્રમનો આરંભ થયો. સંપૂર્ણ અંધકારમાં એ અને એના મિત્રો બેઠા. બાજુનાં ખાનાંમાં કોણ છે એ ખબર પડે એવું પણ ન હતું.

સીનેમાનાં ચિત્રનો આરંભ થયો. જ્વલંત પ્રકાશવાળો એક શયનખંડ દેખાયો. યુવકને આ શયનખંડ પરિચિત લાગવા માંડચો. એક ક્ષણમાં એ ખંડમાં એક સ્વરૂપવતી

નારીએ પ્રવેશ કર્યો......પોતાને વીસ હજાર રૂપીયાની નોટો આપનાર આ યુવતિ હતી!

એને પોતાનો જૂનો અનુભવ આખોયે સમજાઇ ગયો. એ જાણુતો હતો કે થોડા જ સમયે એ સ્ત્રી પાછળ એક પુરૂષનો પ્રવેશ થશે અને એ પુરૂષ પોતે જ હશે અને એ એ પણુ જાણુતો હતો કે એ પછી......

યુવક ગભરાઈ ગયો. એ ઊભો થઇ ગયો. મિત્રોને કંઈક બહાનું બતાવીને એ બહાર નીકળી ગયો.

આટલા માટે જ એને વીસ હજાર રૂપીઆ મળ્યા હતા!

"વિહાર–ગૃહ'માં વસતી સ્ત્રીઓનો ખૂબ નાનો અંશ ચિત્તભ્રમનો ભોગ બને છે. આવાં વાતાવરણમાં સ્વાભાવિક રીતે તો એમ જ લાગે કે સૌ કોઈ માનસિક સ્થિરતા ગુમાવે. પણ એમની તંદુરસ્તી માટે એમનાં જીવનમાં સરળતા રહે એ માટે અને નિયમિતતા માટે એટલી બધી કાળજી રાખવામાં આવે છે કે આ પરિસ્થિતિ ન આવે. એમનાં શરીર તૂટી જાય છે એ વાત તો મેં આગળ વર્ણવી છે–એમનાં શરીર આઠથી દસ વર્ષથી વધારે નથી ચાલતાં, પણ એમને બીજું કંઈ દરદ ન થયું હોય તો એમનાં મગજને ભાગ્યેજ અસર થાય છે.

એમના વ્યવસાયની વાત બાજુએ રાખીએ તોયે, એમનો જીવનક્રમ અતંદુરસ્ત હોય છે. ફરવા તો એ ભાગ્યે જ જાય છે–વ્યાયામ પણ એ નથી લેતી. ખાવાનું તો એમને મિત–પ્રમાણમાં જ આપવામાં આવે છે પણ એમનો ખોરાક મીઠા પદાર્થોનો બનેલો હોય છે, અને એમને ઉંઘ-વાનું તો દિવસમાં જ મળે છે.

આવી કેટલીક સ્ત્રીઓ આ ઘૃણાજનક પરિસ્થિતિમાંથી છૂટે છે તો પણ એ આવા પ્રકારનાં 'વિહાર–ગૃહો' ખોલ-

વાનો વ્યવસાય જ હાથ ધરે છે. થોડા જ અપવાદ સીવાય એમાંના ઘણાખરાને તો ગુલામનું જીવન જ જીવવાનું રહેવાનું—બિન ઉપયોગી થઇ જાય ત્યાં સુધી. આવાં 'વિહાર ગૃહો'માં બાળકો તો ભાગ્યે જ જન્મે છે. જે અપવાદમાં એવું બને છે એ અપવાદના પ્રસંગોમાં એ બાળકોને ત્યાં જ ઉછેરવામાં આવે છે અને એમનું જીવન પણ આવા જ ક્રમનું બને છે.

"આ સ્ત્રીઓની મુક્તિ સાધવાના પ્રયત્નો કેટલીક વેળા થાય છે. વેશપલટો કરીને સમાજ—સુધારકો એમને સમજાવવા આવે પણ છે. આવાં જીવનનો ત્યાગ કરાવવા એ લોક પ્રયત્ન પણ કરે છે. પણ એ બધા પ્રયત્ન નિષ્ફળ જ જાય છે.

"એમને સફળતા એવી જ સ્ત્રીઓની મુક્તિમાં મળે છે કે જે કનિષ્ટ કક્ષામાં 'વિહાર—ગૃહ 'માં હોય અને થોડા જ સમયમાં જે બિનઉપયોગી બની જવાની હોય. અને આવા સમાજ સુધારકો આ કક્ષાની સ્ત્રીઓ તરફ જ વધારે વળે છે. કદાચ ઉપરની કક્ષાની સ્ત્રીઓનાં અસ્તિત્વ વિષે એમને સ્પષ્ટ માહિતિ પણ ન હોય.

"વિહાર—ગૃહો"માંથી કેટલીયે યુવતિઓ ધાર્મિક પણ હોય છે. કમનસીબને પરિણામે એ આ પ્રકારનાં જીવનમાં આવી પડી છે એવી એમની માન્યતા હોય છે. એવી સ્ત્રીઓ નિયમિત પ્રાર્થના કરતી હોય છે, માળા ફેરવતી હોય છે અને વ્રત આચરતી હોય છે.

"આ વ્યવસાયમાં પડેલાં સ્ત્રી—પુરૂષો ગુપ્તતા ખૂબ જાળવી શકે છે. જગતભરમાં ગુન્હેગારની ટોળીઓ વિષે આપણે વાંચીએ છીએ—ધરફોડની ટોળીઓ વિષે આપણે જાણીએ છીએ, લુંટારાઓની ટોળીઓ વિષે આપણને માહિતિ

હોય છે પણ મનુષ્યનાં શરીરનો વેપાર કરનાર આ વ્યવસ્થિત મંડળોની માહિતિ આપણને લેશ માત્ર પણ નથી મળતી.

"પણ આ વ્યવસાય કરતાં પણ અનેક મંડળો છે અને એ મંડળોએ પોતાની જાળ જગતભરમાં બિછાવી છે. અને આ વ્યવસાય ચલાવનારાં મંડળોના સંચાલકો એક બીજાને પિછાનતા હોય છે. એમની ગૂઢ ભાષા હોય છે, એમને સ્વતંત્ર ચિન્હો હોય છે. એમનાં ખાસ મિલન–સ્થાનો હોય છે, એવી હોટેલો હોય છે કે જેમાં સ્ત્રીઓ સામાન્ય રીતે જાય છે; એવા લત્તાઓ હોય છે, જેમાં એ સામાન્ય રીતે વસે છે. એ મંડળોના અધિપતિઓ સામાન્ય જગતની દૃષ્ટિએ આબરૂદાર મનાય છે — કેટલાક તો શ્રીમંત વર્ગના ગણાય છે. એમાંના કેટલાક અતી–શ્રીમંત લાગે છે ને સાચે જ એ અતી શ્રીમંત હોય છે. કેટલાક પ્રતિષ્ઠિત નાગરિક લાગે છે — ને એ ચોક્કસ નથી જ. કારાગાર જેનું ન્યાયની દૃષ્ટિએ નિવાસ–સ્થાન હોવું ઘટે એવા આ વર્ગમાં પણ વર્ગ–ભેદ છે. અનેક સ્થળોએ જેમનાં 'વિહાર–ગૃહો' ચાલે છે એવાં સંચાલકોનો એક વર્ગ છે. નીચી કક્ષામાં કે મધ્યમ કક્ષાનાં 'વિહાર–ગૃહો' નાં માલિકો સાથે એ ભળતાં નથી. મધ્યમ કક્ષાના સંચાલકો નીચી કક્ષાનાં સંચાલકોને મળતા નથી. આમ એમના વ્યવસાયનાં સ્વરૂપ અને વિસ્તાર પ્રમાણે એ લોકોના વર્ગ પડે છે.

"જરા કલ્પના કરો. સંખ્યાબંધ આવાં માનવ–જુઓ. નગર–માર્ગો ઉપર સ્વતંત્ર ઘુમતા ફરે છે. એમાંથી કેટલાક જોડે તમારે કદાચ વાતચિત પણ થઇ હશે. તમારી જોડે કોઈ હોટલમાં એક જ ટેબલ ઉપર આવા નાલાયક માણસો

ચા પણ પીતા હશે. ખૂબ રસીક વાર્તાલાપ કરનારા આ માણસો તમને લાગતા હશે. એમાંના કોઈને કોઈવાર તમે તમારે ઘેર પણ નોતર્યા હોય તો પણ નવાઇ નહિં.

"કોઇ ખૂની નાસી છૂટે છે ત્યારે સૌ વાત કરવા લાગે છે કે: 'એ તમારી કે મારી જોડે કદાચ બસમાં કે ટ્રેઈનમાં બેઠો હશે!' પણ એના કરતાં પણ ભયંકર એવા આ "વિહાર–ગૃહો'ના સંચાલકો વિષે તો કોઇ વાત પણ નથી કરતું. એ ભયંકર લોકોએ સેંકડો–હજારો યુવતિઓને જીવતી દોજખમાં ધકેલી હોય છે. એનો કોઈ વિચાર સરખો પણ નથી કરતું. અને એ સંચાલકો સમાજમાં પ્રવર્તતી ભયંકર બિમારીને પોષી રહ્યા હોય છે.

"હું પોતે અનેક વેળા કારાવાસની સજા ભોગવી આવી છું. પણ એની વિગતો હું આપવા નથા માગતી. એવો એક પ્રસંગ માત્ર હું આગળ ઉપર વર્ણવીશ. મારાં 'વિહાર–ગૃહો' ઉપર તો પોલીસના કંઈક દરોડા પડી ગયા છે. પણ એવા દરોડાને સમયે હું કોઈપણ વખત સપડાઈ નથી ગઈ. એવે સમયે બધી જવાબદારી એ 'ગૃહ'ની વ્યવસ્થાપિકા ઉપર જ આવે છે. પણ એવી જવાબદારી સ્વીકારવામાં એ આનાકાની નથી કરતી. સજા ભોગવ્યા પછી એની નોકરી સલામત જ હોય છે અને આ રીતે સહન કરવાનો બદલો પણ એને પૂરતા પ્રમાણમાં મળી જ રહે છે.

"મારી પાસે એક બે યુવતિઓની ખરીદી કરવા કેટલાયે માનવીઓ આવે છે. એ સામાન્ય રીતે ખૂબ શ્રીમંત હોય છે. એક મોટા મહારાજા પણ આવી ખરીદી વારંવાર કરે છે. પણ એમની કામેચ્છા અતૃપ્ત જ રહે છે. દશથી ઓછી યુવતિઓની તો એ ખરીદી કરતા જ નથી. આવી યુવતિઓને એના હથીઆરબંધ માણસો લઇ જાય છે.

"અને આ મહારાજાની માગણી આવે ત્યારે એની પાસે જવા સૌ યુવતિઓ આતુર રહેતી. પોતાનાં જનાનખાનાંમાંની સ્ત્રીઓ તરફ એનું વર્તન ખૂબ માયાભર્યું છે અને એમને એ સુંદર ભેટો આપે છે એવી માહિતિ આ યુવતિઓને મળી હતી. એને ત્યાં સ્વતંત્રતા પણ પુષ્કળ છે એવી માન્યતા હતી. અને જ્યારે એમનાથી એ કંટાળી ત્યારે મુક્તિ આપી દે છે એવી વાત પણ બહાર આવી હતી.

"મને એક સવાલ ઘણા પૂછે છે. કાયદાદ્વારા. આવાં 'વિહાર–ગૃહો' બંધ કરવામાં આવે એ ઈષ્ટ છે કે કેમ એવો એ સવાલ છે. સવાલનો જવાબ આપવામાં મુશ્કેલી છે. 'વિહાર–ગૃહો' હોય ત્યાં સ્વતંત્ર વેસ્યાવૃત્તિની બંધી હોવી ઘટે એટલું હું કહી શકું. આવી બંધી કેટલેક સ્થળે તો હોય પણ છે. 'વિહાર–ગૃહો'ની સ્ત્રીઓની તો તબિબી તપાસ પણ થાય છે. અને એ તપાસને પરિણામે જે સૂચનાઓ એમને આપવામાં આવે છે એને અનુસરે તો દરદનો ફેલાવ થતો અવશ્ય અટકે. સૂચનાનું અનુસરણ અપવાદરૂપ જ છે અને તેથી જ આ વ્યવસાય સમાજહિત વિરોધી બની રહે છે. પણ મારાં સંચાલનનાં 'ગૃહો'માં તો આવશ્યક બધી જ કાળજી રાખવામાં આવે છે.

"આવાં 'ગૃહો'નું અસ્તિત્વ છે એ જ્ઞાન વિપથ ગમન માટે યુવાનોને આકર્ષણ પૂરું પાડે છે, અને એક વેળા આ જાળમાં સપડાયેલો યુવાન લગ્ન પછી પણ એમાંથી મુક્તિ નથી મેળવી શકતો. એટલે આ સવાલનો ઉત્તર આપવામાં કંઈક પ્રશ્નો વિચાર માગે છે.

"યુરોપમાં પણ મેં 'વિહાર–ગૃહો' ખોલ્યાં છે.

ત્યાંનાં ' વિહાર–ગૃહો ' વિષે જાણવા જેવી અને રસીક લાગે એવી એક વાતની નોંધ લઉં.

યુરોપીય પુરૂષોને હિંદી સ્ત્રીઓ માટે આકર્ષણ થાય એવા દષ્ટાંત મળે તેમ છે જ. પણ વધારે દષ્ટાંત તો એનાથી જુદા પ્રકારના છે. યુરોપીય નારીઓને હિંદી પુરૂષો માટે ખૂબ આકર્ષણ હોય છે. અને તેથી મેં એવાં ' ગૃહો 'ની સ્થાપના કરી છે કે જ્યાં એવી નારીઓ સંતોષ મેળવી શકે.

યુરોપની એવી વિખ્યાત વ્યક્તિઓનાં નામ હું આપી શકું કે જે આવી વિકૃતની ભોગ બની હોય.

"અમારો વ્યવસાય અમે અનેક માર્ગોદ્વારા ચલાવીએ છીએ. અનેક પ્રકારનાં ઓઠાં ઊભાં કરીને 'વિહાર–ગૃહ' ચલાવી શકાય છે.

શરીરની ચંપી માટેનાં 'મસાજ' અમે ખોલીયે છીએ. એમાં કામ કરતી પ્રત્યેક નર્સ ચંપી–કાર્યમાં પ્રવીણ તો હોય છે જ. પણ ચંપીનું કાર્ય કરીને એ અટકી નથી જતી. એથી પણ વધારે સંતોષ એ ગ્રાહકોને આપવા તત્પર હોય છે. આ નર્સો કુશળ હોય છે. ગ્રાહકના પ્રકારને એ તરતજ પારખી જાય છે. સાચે જ ચંપીની જરૂરત હોય એવા ગ્રાહક સમીપ એ સદ્‌વર્તનની પ્રતિમા શી બની રહે છે. એની અણુમાત્ર શંકા નથી થતી કે 'ચંપી–ગૃહ'નાં નામ હેઠળ આ 'વિહાર–ગૃહ' હશે.

"પણ આ માર્ગ તરફ કેટલેક સ્થળે શંકાઓ ઉભી થઇ છે અને અધિકારોનું લક્ષ એના તરફ રહેવા લાગ્યું છે. એવાં સ્થળોએ અમે નવા નવા માર્ગ ઉભા કર્યાં છે. વાળ કાપવાની દુકાનો ઉભી કરીને પણ અમે અમારો વ્યવસાય ક્યાંક ક્યાંક ચલાવીએ છીએ. નર્સીંગ હોમને નામે પણ

અમારો વ્યવસાય ચાલી શકે છે. અને એવા તો કંઇક માર્ગ અને યોજ્યાં જ જઇએ છીએ.

"એક દિશામાં આ દુર્ગુણને દબાવવામાં આવે છે તો બીજી દિશામાં એ નવે સ્વરૂપે દેખા દે જ છે. માર્ગ છે ત્યાં સુધી એને સંતોષવાના માર્ગ ઉભા થયે જ જવાના. આ અવદશા આવવાનો સાચો માર્ગ તો એને માટેનાં કારણો દૂર કરવાનો છે. કુટુંબનો નિભાવ ન થઈ શકે એટલી ટૂંકી આવક હશે ત્યાં સુધી—જાતીય પ્રશ્નોમાં અજ્ઞાત હશે ત્યાંસુધી—સ્ત્રી આર્થિક દૃષ્ટિએ પરતંત્ર હશે ત્યાં સુધી આ વ્યવસાય નાબુદ નહિ જ થાય.

" મારે જો પુત્રો હોય તો એમને જાતીય વ્યાધીથી પીડાતી સ્ત્રીને પારખવાની કળામાં હું પારંગય બનાવી દઉં. નજર માત્રથી સ્ત્રીને એવો વ્યાધી છે કે નહિ એ કહી શકાય એમ હોય છે.

" સ્ત્રી કે પુરૂષના ચહેરા ઉપર એવા વ્યાધીની છાપ ઉઠે છે. અચૂક એવાં એનાં નિશાનો છે. દાક્તરો એ તત્કાળ પારખી શકે. પણ સામાન્ય જનતાનું આ વિષયનું જ્ઞાન દુઃખકર છે. આ અજ્ઞાનને પરિણામે કૈંક સ્ત્રી–પુરૂષો આ વ્યાધીનાં ભોગ બને છે અને પછી જ્યારે રોગ અસાધ્ય બને ત્યારે એમને ખબર પડે છે. કોઈ નગરના મુખ્ય માર્ગ ઉપર ચાલતાં આવા રોગથી પીડાતા સેંકડો માનવી હું બતાવી શકું. નાકની બાજુ ઉપરની ત્વચાનો રંગ કેટલીયે વેળા વિચિત્ર પ્રકારનો બની રહે છે. મોંની બાજુ ઉપરની ચામડી કેટલીયે વાર ગુંચવાળી બની જાય છે. આંખની આસપાસનો દેખાવ કેટલાયે પ્રસંગે સૂચક હોય છે. કપાળ ઉપર કોઈ પ્રસંગે ડાઘ પડી જાય છેઃ આવાં તો અનેક

ચિન્હ છે. આંખનું સ્વરૂપ માત્ર કેટલીયે વેળા સાચી વાતની સાક્ષિ પૂરે છે.

“કેટલીયે વાર તો ન માનવામાં આવે એવી માહિતિ મને મળી છે. ઉપર ઉપરથી સંપૂર્ણ તંદુરસ્ત લાગતા માનવીઓને નવસ્ત્રી દશામાં મેં જોયા છે. એમનાં અંગો ઉપર ચાંદા હોય છે. અને નીચે મારાં ‘ગૃહો’ની યુવતિઓ પાસેથી જાતીય વૃત્તિનો સંતોષ રાખવાની આશાઓ એમણે સેવી છે. પણ મારાં ‘ગૃહો’માં એ ચેપ પ્રસરે એ મને પાલવે એવું નથી. એટલે મેં એનો માર્ગ શોધી કાઢયો છે. એવા માણસોને હું મારાં ‘ગૃહ’માંથી બહાર કાઢું છું.

“ જગત ઉપર થતી આત્મહત્યામાં અડધો ભાગ આ રોગને કારણે હોય છે એવી મારી માન્યતા છે. વર્તમાન-પત્રમાં આપણે વાંચીએ છીએ કે આજે એક ગૃહસ્થે આપ-ઘાત કર્યો. માનનીય એવા એ ગૃહસ્થ હતા એમ પણ એ વર્તમાનપત્રનો અભિપ્રાય હોય છે. એને આમ પોતાની જાતનો અંત આણવા માટે કશું જ કારણ નથી એમ પણ આપણને કહેવામાં આવે છે. આવા બારમાંથી આઠ પ્રસંગે એનું કારણ આ ભયંકર રોગ હોય છે. અને એ જ એનો માર્ગ છે. સીફીલીસ એવો ભયંકર વ્યાધી છે કે એને પરિણામે માનવીનો જે રીતે અંત આવે છે એ કરૂણ છે—અતી—કરૂણ છે.

" કામેચ્છાને તીવ્ર બનાવે એવાં અનેક ઔષધો છે. મારા જે ગ્રાહકો એ માગે છે એને હું એ પૂરાં પાડું છું. આવાં ઔષધો મારફતે એ વૃદ્ધોને પણ કામ-તૃપ્તિ મેળવતા કર્યા છે.

" અતી-તીવ્ર કામેચ્છા ચિત્તભ્રમનું એક સ્વરૂપ છે. એ એક પ્રકારનો માનસિક વ્યાધી જ છે. એનો માર્ગ ન યોજવામાં આવે તો એ અનેક વિકૃતિઓ જન્માવે. જગતની દૃષ્ટિયે માનવંત એવા મોટી વયના એક ગૃહસ્થ છે, પણ એ માનસિક વ્યાધીથી પિડાતા હતા. કંઈક મહિનાઓ સુધી એ સ્થિર જીવન ગાળતા. પણ થોડા થોડા મહિનાને અંતરે એ મધરાતે પથારીમાંથી ઉઠતા; ચૂપકીથી ગૃહત્યાગ કરતા; વગડામાં બકરૂં-મેંઢું હાથ આવે એટલે એના છરાવતી કટકા કરતા, અને થોડા દિવસ પછી એ બકરો કે મેંઢાંના માલિકને શોધી ખાનગી રીતે એનું મૂલ્ય ચૂકવી આપતા. આમ તો કૈંક વર્ષ-પર્યંત ચાલ્યું. પછી એ આ કૃત્ય કરતા પકડાયા. પણ સજામાંથી મુક્તિ પામ્યા પછી પણ એમણે એમનો ક્રમ ચાલુ જ રાખ્યો.

" આવી માનસિક વિકૃતીઓના તો હું અનેક દષ્ટાંત આપી શકું. માનવીનું માનસ એટલું બધું વિચિત્ર અને અસામાન્ય છે.

" જાતીય આવેગ ભિન્ન ભિન્ન રીતે જાગૃત થાય છે. એનાં અનેક સ્વરૂપો છે. સ્ત્રીના પગ જોઇને કેટલાયે પુરૂષોમાં પ્રબળ કામેચ્છા પ્રગટે છે. એવાં પુરૂષોને સૌન્દર્યવંત મુખ આકર્ષણ નથી કરતું. સ્ત્રીઓના પગ જોવામાં જ એમને ખબર પડે છે.

" સ્ત્રીઓના વાળ પણ પુરૂષોને માટે આકર્ષણનું એક કારણ હોય છે. એવા પ્રસંગો વિષે આપણે વાંચીએ છીએ, જેમાં કોઈ પુરૂષે કોઈ સ્ત્રીના વાળની લટ કાપી લીધી હોય, બીજી બધી દૃષ્ટિયે તંદુરસ્ત માનસ ધરાવતા એવા પુરૂષો કોઇ સ્ત્રીના વાળની લટ કાપવા માટે ગમે તેવાં જોખમ ખેડવા તૈયાર થઇ ગયાના દષ્ટાંત આપણને આજે પણ મળે.

" પોષાક પણ આવાં આકર્ષણનું કારણ અનેક વેળા બને છે. એકલો પોષાક એવું કારણ બને એના કરતાં કોઈ એ એ પોષાક પહેર્યો હોય તો વધારે મોટાં આકર્ષણનું એ કારણ બને છે.

" અનુસરતી ઇચ્છાઓ ધરાવતાં તો કૈંક માનવીઓ હોય છે, પણ એમના વિષે કોઇને શંકા નથી આવતી. પણ સાચી વાત તો એ છે કે ગુન્હો માત્ર માનસિક વ્યાધીનું જ પરિણામ છે એટલે ગુન્હેગાર ઉપર કાયદા મારફતે કામ લેવામાં આવે છે એને બદલે એમની તબિબી સારવાર થવી ઘટે છે.

"મારાં 'વિહાર–ગૃહો'માં વસતી યુવતિઓના ઇતિહાસ જુદા જુદા પ્રકારના હોય છે.

"એક યુવતિ એક મહારાણીની દાસી હતી. એને ત્યાં એક શ્રીમંત બાઇ આવી. એને આ યુવતિ માટે આકર્ષણ થયું અને એણે એને પોતાની જોડે રહેવા આવવા આગ્રહ કર્યો. યુવતિ, મહારાણી પાસેથી મુક્તિ મેળવી, એની સાથે ગઇ. એને આ નવી સ્થિતિમાં બેવડો પગાર મળવાનો હતો.

"એની નવી શેઠાણી એની જોડે વધારે પડતી છૂટ લેતી. કેટલીયેવાર તો અણગમો આવે એ રીતે એ વર્તતી. પણ આ બધાંનો પૂરતો આર્થિક બદલો વળી રહેતો એટલે એણે વાંધો ન લીધો.

"પછી એક વેળા પરદેશમાં પ્રવાસ કરતાં એની શેઠાણી એના તરફ નારાજ થઈ. શેઠાણી એનાથી કંટાળી ગઈ હોય એમ લાગતું હતું. છેવટે એને રજા મળી ગઇ.

" થોડા સમય માટે સારૂં રહેઠાણ શોધવાનો એણે પ્રયત્ન કર્યો. રસ્તે ચાલતાં સુશીલ લાગતી એક બાઈને એણે આ માટે પૂછ્યું. એ બાઇએ એને એક રહેઠાણ બતાવ્યું એ બાઇની બ્હેનનું જ એ મકાન હતું.

" યુવતિ એ મકાનમાં રહેવા ગઈ.

" ઘણા દિવસ વીતિ ગયા. એ દરમિયાન એણે પોતાને ઘેર અનેક પત્રો લખ્યા હતા. એના પૈસા ખુટવા લાગ્યા હતા. છેવટે એણે એક અરજંટ તાર કર્યો. પેલી બાઈએ એ તાર કરી આપવાનું માથે લીધું. આ તારનો પણ જવાબ ન આવ્યો. યુવતિ તો તદ્દન ગભરાઇ ગઈ. એના બધા પૈસા ખુટી ગયા.

" અને પછી ઘણા દિવસ વીતિ ગયા. પેલી બાઇ અને તેનો 'પતિ' એક રાત્રે એની પાસે આવ્યાં. એમણે એની પાસે અણછાજતી માગણીઓ કરી અને ત્યારે જ એ બિચારી ભોળી યુવતિને આ કાવત્રું સમજાયું. પોતે મંગાવેલા પૈસા પણ કદાચ આવ્યા હશે પણ એ વચ્ચેથી જ લઈ લેવામાં આવ્યા હશે. એનો તાર તો ઘણું ખરૂં ગયો જ નહિ હોય.

" યુવતિએ બહુ બહુ વિરોધ કર્યો, પણ એનું કંઇ ચાલ્યું નહિં. એના ઉપર પેલાં સ્ત્રી-પુરૂષ સર્વ સત્તાધિશ હતાં.

" આમ એ આ કારસ્તાનની ભોગ બની.

" ઉચ્ચ કુટુંબની એક બીજી યુવતિ હતી. અગીઆર વર્ષની વયથી એ આવાં 'વિહાર-ગૃહ'માં આવી હતી.

" બગીચામાં એ એની નર્સ જોડે ફરવા ગઈ હતી. એક દિવસ ઓચિંતી એ નર્સ ગુમ થયેલી લાગી. આમ તો ઘણીયે વાર એકાદ કલાક સુધી એ નર્સ કોઇ પુરૂષ જોડે ફરવા ચાલી જતી અને આ બાળકીને એકલી છોડી જતી.

પણ આ દિવસે તો એક નવા જ પ્રકારનો બનાવ બન્યો. નર્સ ગઇ કે તરતજ એક સ્ત્રી એ બાળકી પાસે આવી. એણે એના જોડે વાતનો આરંભ કર્યો. થોડીવાર એ બાળકી જોડે એણે રમત કરી પછી ચા પીવા માટે એને એ એક હોટલમાં લઇ ગઇ. ચા પીધા પછી એ સ્ત્રીએ એને પોતાને ઘેર આવવાનું અને પોતાનાં બાળકો જોડે દોસ્તી બાંધવાનું કહ્યું. પછી એને એક મોટરમાં લઈ જવામાં આવી. પછી શું બન્યું એ એને યાદ ન હતું. પણ જ્યારે એ જાગી ત્યારે એ વસ્ત્ર—હીન હતી અને એ મકાનમાં એક વિશિષ્ટ પ્રકારની સુગંધ આવતી હતી. ત્યારપછીથી એ સ્ત્રીનું આ બાળકી તરફનું વર્તન ક્રુર હતું. ઘરમાં ફરવાની એને સ્વતંત્રતા હતી પણ ઘર બહાર પગ મૂકવાની એકપણ તક એને ન મળતી. એ સમયે ઘેર જવાની એને તીવ્ર ઇચ્છા થતી. પછીથી તો એનાં ઘર વિષેની કંઈ સ્મૃતિ એ જાળવી શકી ન હતી. એને એના પોતાનાં નામ સીવાય એક પણ વાત યાદ ન હતી.

"**વેશ્યાવૃત્તિ** જગત ઉપરના સૌથી જૂના વ્યવસાયમાંનો એક છે અને તેથી એનો વિનાશ ન થઈ શકે એવી દલિલ કરવામાં આવે છે. પણ મારો અભિપ્રાય જુદો છે. ભાવિમાં એવો દિન જરૂર આવવાનો કે જ્યારે વેશ્યાવૃત્તિનું નામ–નિશાન પણ નહિં હોય. વેશ્યાવૃત્તિનાં વિનાશક પરિણામ વિષે સ્ત્રી–પુરૂષોને નાની વયથી જ્ઞાન મળે તો એનો નાશ સરળ બને. એ વિષયનું જ્ઞાન એ એક મુખ્ય જરૂરત છે. એક વેળા આ જ્ઞાન મળે તો પછી જગતભર ઉપર આ વ્યવસાય સાથે એવી પ્રચંડ સૂગ ઉભી થશે, જેનો વિરોધ કરવાનું શક્ય જ નહિ રહે. આંતરરાષ્ટ્રીય ધોરણે આ વિષય વિચાર માગે છે. અને સમાજ–પલટો ન થાય ત્યાં સુધી આ પરિસ્થિતિ આવવાની જ નથી. મારો આ પ્રશ્ન અનુભવ પૂરતો છે, એ તો સૌ કોઈ સ્વીકારે, અને જ્યારે હું આમ કહું છું ત્યારે એની પાછળ વિચાર અને અનુભવનું પુષ્કળ બળ છે એમ પણ સ્વીકાર્યા વિના નહિ ચાલે,

પણ આનો કોઈ એવો અર્થ ન કરે કે જાતીય આકર્ષણ જેવી વૃત્તિ જ વિનાશ પામશે. એ વૃત્તિ તો સદા રહેવાની.

"વેશ્યાઓના અવાજ ઉપર કેટલીયે વાર અસર થયેલી માલુમ પડે છે; એ વ્યસની હોય છે અને ઉજાગરા કરે છે એ કારણે એમ થઈ જાય છે એવી સામાન્ય માન્યતા પ્રચલિત છે. એમના ચહેરા કુરૂપ થઈ જાય છે એને વિષે પણ આવી જ ખોટી માન્યતાઓ પ્રચલિત છે. આ વિષયનો જરા ઝીણવટથી અભ્યાસ કરે એને તો સાફ સાફ દેખાય છે કે એમનો વ્યવસાય જ એમની આ સ્થિતિ માટે જવાબદાર છે.

"મેં આ વિષયનો ઊંડો અભ્યાસ કર્યો છે. એનું ઊંડું નિરીક્ષણ પણ કર્યું જ છે. પણ આવી વાતને પ્રકાશન આપવાની શક્યતા આજના કાયદાની મર્યાદામાં નથી. એ પ્રકાશમાં મૂકાય એથી હાનિ તો જરાયે નથી થવાની. લાભ જ થવાનો છે. અને તોયે આજના કાયદા એને અટકાવે.

× × ×

"અમારાં 'વિહાર–ગૃહો'માં આવનારી યુવતિઓનો મોટો ભાગ શહેરમાં મોટાં કુટુંબોનાં કામ કરનારી સ્ત્રીઓમાંથી આવે છે. શ્રીમંત કે મધ્યમ–વર્ગનાં કુટુંબમાં કામ કરનારી આવી સ્ત્રીને સ્વાભાવિક રીતે જ પોતાની પરિસ્થિતિ અ-સંતોષકારક લાગે છે. ગ્રામ્ય પ્રદેશમાં વેશ્યાવૃત્તિ તો ન જ હોઈ શકે, અનીતિ ભલે હોય. વેશ્યાવૃત્તિ તો હું એને જ કહું કે જેમાં પૈસાના બદલામાં માનવી પોતાની જાતીય શક્તિનો વેપાર કરે. શહેરમાં તો એવી પણ યુવતિઓ હોય

છે કે જે પોતાની ટૂંકી કમાણીમાં થોડો વધારો મેળવવા કોઇ કોઇ વાર આ માર્ગે જાય છે.

ગીચ અને મોટી વસ્તીવાળાં નગરોની રચના વેશ્યા-વૃત્તિના વિકાસનું એક મુખ્ય કારણ છે. એવો પણ સમય હતો જ્યારે નાનાં નાનાં નગરોમાં પણ આવાં 'વિહાર–ગૃહો' સ્થપાતાં. આહાર, પિબન અને મૈથુન એ સમયે ત્રણ ક્ષુધાઓ ગણાતી અને માનવ સમાજને સુખચેનમાં રહેવા માટે એને સંતોષવાની જરૂરત છે એમ પણ મનાતું. પણ ક્રમે ક્રમે જાતીય રોગ વધવા લાગ્યા. સાચી જ રીતે આ જાતીય રોગોનાં મૂળ તરીકે આવાં 'વિહાર–ગૃહો' ગણાવા લાગ્યાં. એ રોગોની નાબુદી માટે બીજા માર્ગ ન મળ્યા ત્યારે આવાં 'વિહાર–ગૃહો' બંધ કરવાના કાયદા થવા લાગ્યા.

"આર્થિક સંયોગો જે સ્ત્રીઓને આ માર્ગે ધકેલે છે એ સ્ત્રીઓ સ્વભાવથી દુર્ગુણી નથી હોતી. જીવન ટકાવવાનો બીજો માર્ગ બિચારીને ન મળે જ્યારે એ કોઇ ફાંસલામાં ફસાઈને આ માર્ગે વળે છે. એને તમે જો સવાલ કરશો તો એ સાફ સાફ કહેશે કે આ વ્યવસાય માટે એને સંપૂર્ણ તિરસ્કાર છે–પુરૂષોને એ ધિક્કારે છે–અને જીવન–ક્રમ બદલવા માટે અને આ વ્યવસાયનો ત્યાગ કરવા માટે એ તત્પર છે. પણ એક વેળા આ માર્ગે ગયા પછી પાછા ફરવાનો કોઈ માર્ગ એને માટે ખુલ્લો નથી રહેતો. વેશ્યા તો બધી જ રીતે વિકૃત હોય છે, એને વ્યસનો હોય છે, એની ભાષા બિભત્સ હોય છે અને ચોરી કે એવા ગુન્હા કરતાં એને આંચકો લાગતો નથી–આવી માન્યતા આજે પણ વિશાળ–વર્ગમાં વ્યાપેલી આપણે જોઇએ છીએ. પણ આ વાત સાચી નથી.

"નવી આવતી યુવતિ સદાયે સ્વ–કેન્દ્રિત માનસ ધરાવતી હોય છે. એ પોતાને વિષે જ વાત કરતી હોય છે: મારાં 'વિહાર–ગૃહ'માં એક એવી સ્ત્રી હમણાં જ આવી છે જે નવલકથાઓ લખતી–જાતીય નવલકથાઓ નહિ. નવલકથાઓ લખવાને કારણે જ એને આ માર્ગે આવવું પડયું એમ એ માને છે. પ્રેમ વિષે અને સ્ત્રી–પુરૂષના સંબંધ વિષે સદાએ એ લખતી હતી. એ અપરિણિત હતી. એને આ બધા અનુભવો મેળવવાની ઇચ્છા જાગી. અંતે એણે એક યુવક જોડે મૈત્રી સંબંધ બાંધ્યો. એ યુવકે એની જોડે જાતીય સંબંધ પણ રાખ્યો. એટલા માટે તો યુવતિએ એ યુવકની મૈત્રી શોધી હતી. પણ આ યુવકથી એને સંતોષ ન મળ્યો એટલે એણે બીજાની, પછી ત્રીજાની, પછી ચોથાની મૈત્રી કરી. પણ આમ તો કામેચ્છા તીવ્રતર થયે જતી હતી. આને કારણે એનું માનસ પણ કોરી કિતાબ શું બની ગયું હતું. છેવટે, જીવન–નિર્વાહનાં એનાં સાધનો ખુટયાં અને એ મારી પાસે આવી.

આ પ્રસંગ માનસ–વિજ્ઞાનની દૃષ્ટિએ તદ્દન સ્વાભાવિક જ છે. કલ્પનાશક્તિ દ્વારા માનવી પોતાનું સ્વ–વશીકરણ (Self–hypnotism) કરે છે એ માનસ–વૈજ્ઞાનિકોથી અજાણ્યુ નથી. સાહિત્યકો, ચિત્રકારો, અભિનયકારો, સંગીતકારો અને અંશતઃ કલાકાર માત્ર તીક્ષ્ણ કલ્પનાશક્તિ ધરાવે છે. હા, સંપૂર્ણ વૈજ્ઞાનિક દૃષ્ટિ ધરાવનાર એવા માનવી આમ સ્વ–વશીકૃત ન થઈ જાય. પણ આજે એવા માનવીની સંખ્યા ઓછી જ છે. એટલે સામાન્યતઃ કલાકારો પોતાની કલ્પનાશક્તિ ઉપર જ આધાર રાખે છે. પોતાની કલ્પનાને એક દિશામાં જ્યારે કલાકાર વધવા દે છે ત્યારે

એ એ જ દિશામાં વધવાની શક્તિ મેળવે છે. એટલે સતત એક જ પાત્રની ભૂમિકાનો અભિનય કોઈ અભિનયકાર કરે તો એ પાત્રનાં લક્ષણો એનામાં પ્રવેશ કરી જાય છે, એમ મેં જોયું છે. અને જો એ અતીશય કલ્પના પ્રધાન હોય તો એમને ચિત્તભ્રમ થઈ જાય છે. ચિત્તભ્રમની દશામાં એ પોતાને પોતે જે પાત્ર બનતાં હોય એ માની લે છે. આપણે ધાર્મિક શ્રદ્ધા ધરાવતાં માનવોમાં પણ આવા પ્રકારનું માનસિક સ્વ-વશીકરણ નિરખીએ છીએ. એમનામાં કોઇ દેવ-દેવીએ પ્રવેશ કર્યો છે એમ એ માને છે. આવાં માનવીઓને જો સ્થિર અને સ્વસ્થ બનાવવાં હોય તો એમના જીવનમાં અનેક વ્યવસાય મૂકવા જોઇએ. રસ-વૈવિધ્ય આણવા પ્રયત્ન કરવો જોઈએ. પોતાને રોકફેલર કે મોરગન શા કરોડપતિ કે અબજપતિ માનનારા ભ્રમિત માનવો આપણે જોઈએ છીએ. વિશાળ ધન-સંપત્તિ એકઠી કરવાના સતત અને અણુઅટક્યા વિચાર કરનારા એ માનવો હોય છે તેથી એમની આ દશા થાય છે.

"**એ**-ઈજ્જત કરવાનો ભય બતાવીને મોટી મોટી રકમ પડાવનારાની ઘણી માહિતિ મારી પાસે છે. જગતભરમાં આ રીતે પૈસા મેળવવાનો વ્યવસાય ચલાવનાર કૈંક મંડળો પથરાઈ ગયાં છે. જગતભરમાં મોટાં શહેરોમાં આ વ્યવસાય ચાલે છે. અનીતિને માર્ગે જનાર પાસેથી પૈસા મેળવવાનું આ લોકો માટે સૌથી વધારે સરળ હોય છે. કોઈ માનવી આ મંડળીનો શિકાર બને તો પછી એને માટે જીવનભરમાં છૂટ-વાની શક્યતા નથી રહેતી. આવા લોકોના ભોગ બનનારે જો એના પંજામાં ન સપડાવું હોય તો એક જ માર્ગ છે. કોઈ-પણ સંયોગોમાં એક પણ પૈસો નહિ આપવાની સાફ સાફ વાત એમણે કરવી જોઈએ. હિંમતભેર એનો સામનો કરવો જોઈએ. મેં તો એ રીતે અનેક વેળા કર્યું છે અને એ માર્ગે મને સફળતા વરી જ છે. અને સામાન્ય રીતે આ રીતે સીધો સામનો કરનારને સફળતા મળે છે જ. પણ કદાચ એણે બતાવેલી ધમકીને અમલમાં મૂકવામાં આવે તો ગે આજે સમાજ અને સમાધિપ વર્ગ આ લોકોની વિરૂદ્ધ છે. સત્તાધિશી તો આખરે આ જગતના માનવી છે. એમનો ભૂતકાળ સંપૂર્ણ

રીતે સ્વચ્છ ન પણ હોય. એવા લોકો વિષે હું તમે વિસ્મય પામો એવી હકીકતો આપી શકું એમ છું. એટલે એ સમજો છે કે સામાન્ય જીવનમાં સંપૂર્ણ રીતે નૈતિક એવાં મનુષ્યો માટે ભૂલ કરવાની શકયતા છે.

" આ રીતે પૈસા મેળવવાનો વ્યવસાય, આવાં મંડળો ઉપરાંત, સ્વતંત્ર વ્યક્તિઓ પણ કરે છે જ. એ પણ મંડળો જેટલા જ ભયંકર હોય છે. એમનો પણ સામનો થઇ શકે— થવો જોઈએ. આપણે એવી વાત સાંભળીએ છીએ કે આવા લોકથી બચવાનો સૌથી સારો માર્ગ દોષહીન જીવવાનો છે. એમ કરવાથી કોઈ આપણને બેઇજ્જત કરવાનો પ્રયત્ન સરખો પણ નહિ કરી શકે. આ તાર્કિક દૃષ્ટિએ દોષહીન વાત લાગે છે — પણ નથી. બેઇજ્જત કરવાનો ભય દોષિતને જ બતાવી શકાય એવું કશું નથી. દોષરહીત જીવન જીવનારને પણ આવો ભય બતાવી શકાય. આ વ્યવસાય ચલાવનારા સૌ વર્ગોમાંથી આવે છે. શિક્ષિત — વર્ગમાંથી પણ આ વ્યવસાય ચલાવનારા મળી આવે. અને શિક્ષિત માનવી આ માર્ગ લે છે ત્યારે અશિક્ષિત માનવી કરતાં વધારે ભયંકર બને છે. આવા લોકોને સમાજમાં પ્રતિષ્ઠા પણ મળે છે. અને કોઈ પ્રસંગદ્વારા એમના સાચા રૂપરંગે એ ન પ્રકાશે ત્યાંસુધી એ પ્રતિષ્ઠિત જ ગણાયે જાય છે.

" સંપૂર્ણ રીતિ નિર્દોષ એવી એક ત્રીસ વર્ષની પરિણિત સ્ત્રી પાસેથી પૈસા પડાવવાનો એક દૃષ્ટાંત હું આપું.

" એવાં નગરમાં એ સ્ત્રી પ્રતિષ્ઠિત સ્થાન ભોગવે છે. કોઈ પુરૂષ જોડે એ કોઇપણ પ્રકારનો સંબંધ રાખે એ એનો પતિ સાંખી શકે એમ નથી. એ શ્રીમંત છે. લગ્ન પહેલાં

આ સ્ત્રીનાં માબાપની સ્થિતિ કંગાલ હતી. એક વેળા એનો પતિ અગત્યનાં કામ પ્રસંગે બહારગામ ગયો.

સવારે એનો પતિ એ દિવસ માટે બહારગામ ગયો. પણ સાંજે એના પતિના નામનો તાર એને મળ્યો. જે ગામ એ ગયો હતો એ ગામથી જ એ તાર આવ્યો હતો. એમાં એવી સૂચના હતી કે એમના ભાગીદારનો ભાઈ એને ત્યાં કંઈક અગત્યનાં દસ્તાવેજો જોવા માટે આવશે. એનું ઘર ખૂબ દૂર છે એ કારણે એને સાંઝે જમવાનું નોતરૂં આપવાની પણ એમાં સૂચના હતી.

સાંઝે સાત વાગે એક પુરૂષ આવ્યો. સારી સ્થિતિનો એ લાગતો હતો. આ સ્ત્રીના પતિના ભાગીદારના ભાઈ તરીકે એણે પોતાની ઓળખાણ આપી. જમવા માટે જ્યારે એને આગ્રહ કરવામાં આવ્યો ત્યારે એણે આશ્ચર્ય ન બતાવ્યું.

લગભગ નવ વાગે એ દસ્તાવેજો તપાસવા બેઠો. એ કામ માટે બે ત્રણ કલાક જેટલો સમય થવાનો હતો. એટલે એણે આ બાઈને સૂઈ જવાનું કહ્યું. કામ પતાવીને પોતાની મેળે જ પોતે મકાન છોડશે એવી એણે વાત કરી.

અને સવારમાં ૭ વાગે જ્યાં આ સ્ત્રી જાગી ત્યાં તો એણે પેલા પુરૂષને પોતાની પથારીમાં જ બેઠેલો જોયો, બૂમ પાડવાની એને વૃત્તિ થઈ આવી, પણ પોતાની જીભ ઉપર કાબુ રાખ્યો. રાત્રે ઘર કેમ ન છોડ્યું અને શયનખંડમાં પ્રવેશ શા હેતુથી કર્યો એ વિષેના એણે એ પુરૂષને સવાલો કર્યા.

ઉત્તર આપતાં, એણે પોતાની આખી યોજના સમજાવી. આ સ્ત્રીના પતિને એ પિછાનતો ન હતો. એને મળેલો તાર

એના પતિએ કર્યો ન હતો. એ તાર તો આ પુરૂષે કર્યો હતો. એના પતિને તો ખબર પણ ન હતી કે એ આ ઘરમાં આવી રાત રહ્યો છે. હવે એને ખબર આપવામાં આવશે કે એક પુરૂષ આખી રાત આ ઘરમાં – અને એ સ્ત્રીના શયન-ખંડમાં રહ્યો છે. એમાં ઘરના નોકરનો પૂરાવો રજૂ થશે. આમાંથી બચવું હોય તો સ્ત્રીને એક માર્ગ બતાવવામાં આવ્યો. તીજોરીમાં જે પૈસા છે એ એને આપી દેવામાં આવે તો આવી ખબર એના પતિને ન મોકલવામાં આવે. તાર તો એ સ્ત્રીના ખંડમાંથી પેલા પુરૂષે મેળવી લીધો હતો અને એનો નાશ કરી નાખ્યો હતો.

"બિચારી સ્ત્રી આ વાત સાંભળીને ગભરાઈ ગઈ. એનું મગજ કામ કરતું બંધ થઇ ગયું. જરા જેટલો પણ વિચાર કરત તો એને સમજાત કે એ તારની નકલ તાર ઓફીસમાંથી મળી શકે, પણ ભયમાં ને ભયમાં એ કશો જ વિચાર ન કરી શકી. એણે તો તીજોરીમાંથી બધા જ પૈસા કાઢી આપ્યા, અને પેલો પુરૂષ ચાલ્યો ગયો.

આ રીતે જે પૈસા એણે આપી દીધા એ મેળવવા એના પોતાનાં થોડાં ઘરેણાં વેચવાં પડયાં. બે વર્ષ પછી પેલો પુરૂષ આવી જ રીતે પૈસા પડાવવાના પ્રયત્નમાં પકડાયો. એનો ફોટોગ્રાફ વર્તમાનપત્રોમાં આવ્યો અને આ સ્ત્રીએ એને ઓળખ્યો. પણ એ સમયે પણ પોતાના પતિને આ વાત કરવાની એ હિંમત ન કરી શકી.

" **જાપાનમાં** પણ મારાં 'ગૃહો' છે. એ 'ગૃહો' વિશાળ હોય છે. સંખ્યાબંધ યુવતિઓ એમાં હોય છે. એ દેશ દેશની હોય છે. એક વિશાળખંડમાં બધી યુવતિઓ બેસે છે. એમાંથી પસંદગી કરીને ગ્રાહક એકને નાના ખંડમાં લઈ જઈ શકે છે.

" આ વ્યવસાય આવાં વ્યવસ્થિત સ્વરૂપમાં ચાલી શકે છે. એની સામે ઘૃણા તો સૌ બતાવે છે. આવી સ્ત્રીઓ તરફ તિરસ્કાર બતાવવાની એક પણ તક કોઇ જવા નથી દેતા. પણ એવો તિરસ્કાર બતાવનારે જરા વિચાર કરવો ઘટે. પુરૂષ આખુંયે જીવન અનૈતિક ગાળે તોયે એ બેફિકર જીવન જીવી શકે. સ્ત્રી જીવનમાં એક જ ભૂલ કરે – અને એ ભૂલના પરિણામે સગર્ભા બને તો એની દશા કેટલી વિપરિત થાય ? એના સંબંધીઓ – સ્ત્રીઓ અને પુરૂષો – એના ઉપર કેટલા ધિક્કાર વર્ષાવે. કુદરતી દૃષ્ટિએ જે જરૂરત છે એવી જરૂરતને સંતોષવા જતાં એને બિચારીને કેટકેટલું વેઠવું પડે ? જાણે અતી ચેપી એવા કોઈ રોગથી એ પિડાતી હોય એમ સૌ એને અસ્પૃશ્ય ગણે છે. સૌ એની મશ્કરી કરે છે; સૌ

એના તરફ આંગળી ચીંધે છે. એના કરતાં પણ વધારે ભ્રષ્ટ એવી સ્ત્રીઓ એનાથી દૂર નાસે છે—કારણ એમનું અધઃપતન પકડાઈ નથી ગયું. એ આ સ્ત્રીને ગાળો દે છે. એને ઉતારી પાડવાની એક તક પણ એ નથી જવા દેતી. આટલું દુઃખ જાણે એ બિચારી માટે પૂરતું નથી. એના જેવી કુમારિકાઓને અવળે માર્ગે દોરવામાં કારણભૂત બનેલા પુરૂષો પણ એના તરફ તિરસ્કાર બતાવે છે.

"અને આમાં ખોટું છે શું ? જાતીય આવેગ – વધતા ઓછા અંશે – આપણા બધામાં નથી શું ? અને એ સ્વાભાવિક વૃત્તિ નથી ? પ્રકૃતિએ આપણને આ વૃત્તિ અને આ લાગણી શું સદાએ અસંતુષ્ટ રાખવા માટે આપી છે ? જગતભરમાં તો એવી લાખો સ્ત્રીઓ હશે કે જે કંઈક કારણોને લીધે લગ્ન ન કરી શકતી હોય. જીવનના બળવાનમાં બળવાન આવેગનું રૂંધન કરી એ વિકૃતિઓ નોતરે એ યોગ્ય છે ? એ વ્યાજબી છે ? એમાં ન્યાય છે ? એની પાછળ કંઈ બુદ્ધિપૂર્વકનો વિચાર હોય એવું તમને લાગે છે ? ફરજીયાત બ્રહ્મચર્ય એ શું લાભકારક ચીજ છે ?

"એ તો સાફ સાફ સમજી શકાય એવી વાત છે કે યુવાવસ્થામાં પ્રવેશી ચૂકેલી યુવતિ માત્રને કામેચ્છા મુંઝવતી હશે. એવા અપવાદ ભલે હોય કે જેમાં જાતીય આવેગ ન વિકસ્યો હોય. બહારનાં જગતની દૃષ્ટિએ સુશીલ એવી કૈંક યુવતિઓ હોય છે. જેમણે ખાનગીમાં જાતીય આવેગ સંતોષ્યો હોય. પણ જાતીય દૃષ્ટિએ અસંતુષ્ટ જીવન ગાળતી યુવતિ કરતાં એમનું જીવન વધારે સંતોષભરેલું નથી લાગતું શું ? મારા જેમ આજીવન આ પ્રશ્નનો અભ્યાસ ન કર્યો હોય એ પણ આ બિના સમજી શકે એવું છે. આવી રીતનો

સંતોષ કૈંક યુવતિઓ મારાં 'ગૃહો' મારફતે મેળવે છે, પણ જગત તો એ જાણે તો એમ કહે કે એ લોકો અકુદરતિ જીવન જીવે છે.

" મારા અનુભવને અંતે મારી એવી દૃઢ માન્યતા થઇ ગઇ છે કે જ્ઞાનતંતુઓના હિસ્ટીરીયા જેવા વ્યાધીઓનો મોટો ભાગ જાતીય વૃત્તિના અસંતોષનું જ પરિણામ છે. એને પરિણામે શારીરિક વ્યાધિ પણ અનેક થાય છે. જાતીય આવેગ જો સંતુષ્ટ રહે અને તીવ્ર સ્વરૂપ પકડે તો શરીરમાં એક એવા પ્રકારનું ઝેર ઉત્પન્ન કરે છે કે જે ઉંઘનો અભાવ, લોહીનું દબાણ અને એવા અનેક વ્યાધીઓ ઉભા કરે. કુદરતનો વિરોધ કરવામાં ડહાપણ નથી. એ વેર લીધા વિના નથી રહેતી. આ વિષય વિષેનું મારૂં જ્ઞાન અવશ્ય એટલું છે કે મારા એ પરત્વેના અભિપ્રાય વજનદાર ગણાવા જોઈએ.

“ સ્ત્રી હવસ-તૃપ્તિનું જાણે એક યંત્ર છે—એ સિવાય એનો બીજો ઉપયોગ નથી—આવી માન્યતા ધરાવતો એક પુરૂષોનો વર્ગ છે. એ આખાયે વર્ગને હું ધિક્કારૂં છું. માનવ શરીર ધારતાં પશુ જેવા એ છે. સ્ત્રીનો ઉપયોગ એની ઈચ્છાએ કે અનિચ્છાએ કરીને એને દૂર કરવા જેવું એ એક પ્રાણી છે એમ એ વર્ગ માને છે. ‘ પ્રેમ ’ શબ્દના અર્થનો એમને ખ્યાલ સરખો પણ નથી હોતો. જાતીયતાને એ તિરસ્કારતા ન હોય તો પણ નારી જાતને તો યે ધિક્કારતા જ હોય છે.

“ સ્ત્રી—માત્ર લાગણી પારખી શકે છે, સ્નેહ પારખી શકે છે, ઉદારતા પારખી શકે છે—જો એ વિકૃત ન હોય તો, સંસ્કૃત જગતમાં, કોઈ સંસ્કૃત સ્ત્રીને સંપૂર્ણ રીતે અસંસ્કૃત પુરૂષ નહિ આકર્ષી શકે. વિકૃતિને અહીં પણ અપવાદ ગણતાં, આવા પુરૂષો જોડે સ્ત્રીઓને કેટલીયે વેળા

'પડયું પાનું' નિભાવી લેવું પડે છે—પણ એ મરજીઆત રીતે નહિ, ફરજીઆત રીતે.

"જાતીય વૃત્તિએ આજનાં સંસ્કૃત જગતમાં અતિ-ગુંચવાડાભરેલું સ્વરૂપ લીધું છે. ગ્રામ્ય-વિસ્તારમાં અનીતિ નથી એવું હું નથી કહેવા માગતી. પણ શહેરની અનીતિની સરખામણીનાં એનું પ્રમાણ અલ્પ છે. શહેરોમાં તો એક એવો વિશાળ વર્ગ હોય છે જેના મગજમાં દિનભર જાતી-યતાના જ વિચારો ઘુમ્યા કરે છે. શહેરો સંસ્કૃતિનાં કેન્દ્રો ભલે હો—નીતિનાં તો નથી જ.

"જાતીય આવેગને જાગૃત કરે એવું ઘણું આજના નગરોમાં હોય છે. રંગભૂમિ અને ચિત્રગૃહોમાં પણ આ વૃત્તિને ઉત્તેજના મળે છે. ગ્રામ્ય-વિસ્તારમાં લગ્નથી નહિ જોડાયેલાં સ્ત્રી-પુરૂષો વચ્ચે સંબંધ થવાના દૃષ્ટાંત બનતા હશે—પણ જથ્થાબંધ વેશ્યાવૃત્તિને તો ત્યાં અવકાશ નથી જ.

× × ×

"સ્ત્રી-પુરૂષનાં માનસ વચ્ચે કશો જ ભેદ નથી. એમની જાતીય વૃત્તિમાં પણ ભેદ નથી. આજે તો હવે આ વિદ્વાન આગેવાન તબિબો અને માનસ-વૈજ્ઞાનિકો સ્વીકારે છે. આધ્યાત્મિક ખ્યાલો પણ બન્નેના એક જ સ્વરૂપના હોય છે.

" **એક જુવાન** માણસ જોડે મને એક વેળા ભેટ થઇ. એ દેખાવડો આકર્ષક જુવાન હતો. સતાવીસ વર્ષની એની વય માંડ માંડ હશે. ઉંચો, કદાવર, આકર્ષક વસ્ત્રો ધારતો, મોટાં સુંદર ઝુલફાંવાળો એ મને ખૂબ ગમ્યો. અને એની આંખો ? એ ખૂબ સૌન્દર્યવતી હતી. એમાં રંગની છાયા સદાએ પલટતી રહેતી. એની એ આંખનું જાણે હું વર્ણન જ કર્યા કરું એમ મને થાય છે. એક હોટેલમાં મને એ મળી ગયો. મારી વય પણ એ કાળે પચિસેક વર્ષની જ હતી–હું જુવાનીની પૂર બહારમાં હતી. એ જ સમયે મેં એક નવું 'વિહાર–ગૃહ' ખોલ્યું હતું. હોટેલમાં કેટલીયે વાર એણે મારા તરફ નજર કરી. થોડા સમય પછી મેં એના તરફ નજર કરી.

" એ ઉભો થયો અને મારી નજીક આવ્યો.

'અહીં બેસું ?' એટલો નાનો સવાલ એણે એના સુમધુર સ્વરે કર્યો.

" મારા સામે એ બેઠો. એણે વાતનો આરંભ કર્યો. બધો જ સમય એ મારી આંખ તરફ નજર રાખી રહ્યો હતો. અમે ચા મંગાવી અને પીધી. એકાદ કલાક પર્યંત અમે વાત કર્યા કરી. અમે બંન્ને જે વાત કરવા માગતાં હતાં—જે વિચાર રજુ કરવા માગતાં હતાં—એ અમે બંન્ને જાણી ગયાં હતાં. પણ શબ્દોમાં એ મૂકવાની અમારી હિંમત ચાલતી ન હતી.

" પછી તો અમે બીજે દિવસે—અને ત્રીજે દિવસે—અને પછી તો દિવસે, એમ રોજ મળવા લાગ્યા. જીવનમાં જો કોઈ પુરૂષ સાથે મને પ્રેમ થયો હોય તો એ સુંદર ચક્ષુ ધારતા યુવાન જોડે જ થયો છે. કેટલાયે સમય સુધી તો દિલની વાત અમે ન જાહેર કરી શક્યાં, પણ એ લાંબો સમય ન ચાલ્યું.

" એક રાત્રે એ હોટેલમાં મારા ખંડમાં આવ્યો. દ્વાર બંધ થયું અને અમે એકલાં પડયાં કે તરતજ અમે એક બીજાનાં આલિંગનમાં દબાઇ ગયાં. એ આનંદની ક્ષણ ! એ ક્ષણ હું જીવન–ભર નહિ ભૂલું.

" અને થોડા જ સમય પછી આ યુવાન મારાથી થાકી ગયો. કંટાળી ગયો. મારા વિષે એને કશી જ માહિતિ ન હતી. પણ હું તો એની જોડેની વાતચીત ઉપરથી જાણી ગઈ હતી કે એ નગરમાંના બધા જ 'ગલીચ' લત્તાથી એ વાકેફ હતો.

" એને મારા તરફ આકર્ષણ નથી રહ્યું એ જ્ઞાન મને મળ્યું કે તરત જ મને એના તરફ ઘૃણા ઉપજી. પણ એને શંકા ન ઉપજી. અમારા મિલનના સમયે તો હું ખૂબ પ્રેમાળ લાગવા પ્રયત્ન કરતી—સફળ પ્રયત્ન કરતી, પણ વેર લેવાનો મેં મારા મનથી નિર્ણય કર્યો હતો.

"મારી પાસે એક ઔષધ છે. એ ઔષધની અસર જાદુઇ છે. એક વેળા એક ઉદ્યાનમાં મેં આ યુવકને એક એક યુવતિ જોડે જોયો. એ યુવતિ મારાં એક 'વિહાર–ગૃહ' માંજ વસનારી હતી. અલબત્ત, જાહેર સ્થાનોમાં તો એ યુવતિ અને હું અજાણ્યાં જ હતાં. એ તો સદાને માટેની સમજુત હતી. એ યુવકે અમારૂં ઓળખાણ કરાવ્યું.

"એ સાંજે ખાનગીમાં હું એ યુવતિને મળી. આ યુવક જોડે એ પણ પ્રેમમાં પડી હતી–મારી હરિફ બની હતી. મારાં ' વિહાર–ગૃહ 'ની એક યુવતિ મારી હરિફ બને એ મને અસહ્ય લાગ્યું. યુવક વિષેના એના ખ્યાલ વિષે મેં એને સીધો સવાલ કર્યો. એણે આછું સ્મિત કર્યું. એની સંપત્તિ યુવતિને આકર્ષક લાગતી હતી. એ સિવાય બીજું કશું જ આકર્ષણ એને ન હતું. એણે આ યુવતિને ઘણા પૈસા આપ્યા પણ હતા. અને વારંવાર એમનું મિલન થતું. એથી મને સગવડ મળી. વેર સરળતાપૂર્વક લઇ શકાશે એમ મને લાગવા માંડયું.

"મેં આ યુવતિને થોડું ઔષધ આપ્યું. કોઇ એ ન જુએ એવી કાળજી રાખવા મેં એને આગ્રહ કર્યો. એ ખૂબ અસરકારક ઔષધ છે. એના જેવી અસર ઉત્પન્ન કરનાર બીજું એક પણ ઔષધ નથી. શરીરમાં એનું ઇંજેકશન આપવામાં આવે તો એ કામેચ્છાને અતિ–તીવ્ર સ્વરૂપ આપે છે. પેલા યુવકના શરીરમાં આનાં ઇંજેકશન આપવાની મેં આ યુવતિને સૂચના આપી. પહેલે દિવસ થોડું, બીજે દિવસ એથી વધારે, એમ ક્રમશઃ એનું પ્રમાણ વધારતા જવાનું હતું.

"રોજ રોજ હું એ યુવકને મળતી. એના ઉપર થતી અસરનું નિરીક્ષણ કરતી. એના ઉપર એની અસર સ્પષ્ટ દેખાતી હતી. એની આંખ વધારે પ્રકાશથી ચમકવા લાગી. એ વધારે ને વધારે બેચેની અનુભવતો હતો. એનું મન આ બધો જ સમય બીજી દિશામાં આકર્ષાઇ રહ્યું હતું. મને મળે ત્યારે એ પેલી યુવતિની જ વાત કરતો હતો. એ એકજ વાતમાં એને રસ પડતો હતો. એ તો એની જ વાત કર્યા કરત—પણ એને જ્ઞાન હતું કે મારામાં કદાચ ઇર્ષા જન્મે. એ ઈર્ષાના ભયે એ કોઈ કોઈ વાર બીજી વાત કરતો. ક્રમે ક્રમે ઔષધની અસર વધી. એને પરિણામે એની કામેચ્છા તીવ્ર થયે જતી હતી. એ પોતાની જાત ઉપરનો કાબુ ગુમાવી બેસે એવી પરિસ્થિતિ ક્રમે ક્રમે આવ્યે જતી હતી.

"એક સાંઝે હું એની સાથે હતી એ સમયે હું જોઈ શકી કે આવી પરિસ્થિતિ આવી લાગી છે. મારાં દિવાનખાનાંમાં એ બેઠો હતો. એની આંખમાં આજે અજબ ચમકાર હતો. એનું મન અસ્થિર હતું. મારી વાતમાં એનું ધ્યાન હતું. મેળ વિનાના જવાબ એ આપ્યે જતો હતો.

"ભાગ્યેજ ભોજન પૂરું થયું ને એ ઝડપથી ઉભો થઈ ગયો.

'મારે જવું જ જોઈયે; ઝડપથી જવું જોઈયે' ફાટતા અવાજે તેણે કહ્યું.

'પણ ક્યા ?' મેં પૂછ્યું અને 'શા સારૂ ?'

'શા સારૂ—એ જવાબ જ ઉભો થતો.'

આવી ઉદ્ધત રીતથી એણે મારા જોડે કદાપી વાત

કરી ન હતી. 'કોઇક સ્ત્રી–પાસે જવાનું હશે, કેમ?' મે જવાબ કર્યો.

એ પાછો ફર્યો. મારા સામે ફાટેલી આંખે જોઈ રહ્યો. એની આંખ જોઇને મને ભય લાગ્યો. હું એક પગલું પાછી હઠી ગઈ.

'હા, હા, એક સ્રીને ત્યાં જ.' એણે બરાડો માર્યો. 'જે યુવતિની જોડે તમે મને જોયો હતો એ જ યુવતિને ત્યાં. મને શું થઈ ગયું છે એ સમજાતું નથી. પણ જ્યારથી હું એને મળ્યો છું ત્યારથી મારા મગજમાં એનાજ વિચાર આવે છે–મારી કલ્પના, મારાં સ્વપ્ન બધું જ એનાથી ભર્યું છે. જાણે એ સદાએ મને બોલાવ્યા કરે છે, માટે જવું જ જોઇયે. એક ક્ષણમાં જવું જોઇયે. નહિ તો કદાચ મને ચિત્તભ્રમ થઇ જશે.' આટલું એક શ્વાસે બોલી એ જરા અટક્યો. થોડી જ વારમાં ફરીને એણે બરાડો પાડ્યો 'સુનયના! સુનયના!' આટલું બોલી એ મને વળગી પડ્યો, જાણે કોઈ એને ખેંચી જતું હોય એનાથી બચવાનો એ પ્રયત્ન કરતો હોય એ રીતે એ મને વળગી પડ્યો. એ સમયે મને ખૂબ ભય લાગ્યો. આ ઔષધ વિષે મને પૂરી માહિતિ હતી, પણ એની અસર આટલી જલદ હશે એવો મને ખ્યાલ ન હતો. આ યુવકની આવી દશા કર્યા બદલ મને ખેદ થવા લાગ્યો. આ સ્થિતિમાં એને એ યુવતિ પાસે જવા ન દેવો ઘટે એ હું જાણતી હતી. એટલે એને અટકાવવાના આશયથી મેં એને જોસથી પકડ્યો. એના તરફનો મારો તિરસ્કાર ઓગળી ગયો. મારી ઈર્ષા બધી ઉડી ગઈ. કોઇપણ રીતે એને બચાવવાના જ વિચારો મારા મગજમાં આવવા લાગ્યા.

ઓચિંતાના જ એણે મારા ચહેરા ઉપર જોશથી પંજો માર્યો. હું અડધી બેશુદ્ધ હાલતમાં ગબડી પડી. એક ગાંડા માણુસનો એ છાપો હતો. સ્થિર માનસીક સ્થિતિમાં કોઈપણુ સ્ત્રીને એ આવી ક્રૂરતાથી મારે એમ મને નથી લાગતું—ભલે ગમે તેટલો રોષ વ્યાપ્યો હોય.

"હું આ લખી રહી છું ત્યારે મને દુઃખ થાય છે. મારી આંખમાંથી આંસુની ધારાઓ થાય છે. આટલાં આટલાં વર્ષ વીત્યાં તોયે મારાથી આ દુઃખ નથી ભૂલાતું—આજપર્યંત આ વાત મેં કોઈને નથી કહી.

"મને છાપો મારી એ ખંડ બહાર નીકળી ગયો. હોટેલનાં પગથીયાં ઉપર એનાં ઝડપી પગલાં મેં સાંભળ્યાં. એ પછી મેં એને નથી જોયો.

"આખી રાત મેં ઉંઘ વિનાની કાઢી. અનેક પ્રયત્નો છતાં મને ઉંઘ ન આવી. પેલી યુવતિનાં આલિંગનમાં મને એ યુવક દેખાવા લાગ્યો. ચારે તરફ બીજું કશું જ દેખાતું ન હતું. તોયે મને ઈર્ષા ન થઇ. મને તો દુઃખ થતું હતું. મેં જે મહા—અનર્થ કર્યો હતો એને માટે શોક થતો હતો.

"બીજે દિવસે બપોરે હું બહાર ગઈ. જે 'ગૃહ'માં પેલી યુવતિ રહેતી હતી એ તરફ હું જવા માગતી ન હતી. પણુ મારાં પગલાં મને એ દિશામાં લઈ ગયાં. એની નજીક હું આવી અને મેં ત્યાં એક ટોળું એકઠું થયેલું જોયું. મારા હૃદયના ધબકારા જાણે અટકી જતા હોય એમ મને લાગ્યું.

શું થયું છે તે આટલા બધા માણુસ એકઠા થયા છે ? મહામહેનતે મેં એક અજાણ્યા માણુસને પૂછ્યું.

'આ તો કોઈ વેશ્યાઓનો આવાસ લાગે છે. એમાં કોઇ યુવક મૃત્યુ પામેલ છે, એણે ઉત્તર આપ્યો.

' અને યુવતિનું શું ?—હું ધારૂં છું કે ત્યાં એક યુવતિ પણ હતી ? ' મેં ફરીને સવાલ કર્યો.

' હા, હતી. કહે છે કે એ પણ મરી ગઈ છે. પણ અમારી માહિતી ચોક્કસ નથી. '

" એટલે એ યુવતિ પણ અવસાન પામી જ.

" આ બનાવ પછી એ ' ગૃહ 'ની જડતી લેવાઈ. આ યુવક–યુવતિના મૃતદેહોવાળા ખંડમાં જ પોલીસને ઇંજેકશન આપવાની શીશીજ હાથ લાગી. એમને ઔષધ હાથ ન લાગ્યું એટલું સારૂં થયું. એ બધાંનો ઉપયોગ થઇ ગયો હશે. પણ મકાનની માલિક તરીકે મને પકડવામાં આવી. મને કારાગૃહમાં રાખવામાં આવી. મારું વજન લેવામાં આવ્યું. મારો ફોટોગ્રાફ લેવામાં આવ્યો. મારાં શરીર ઉપરનાં ચિન્હોની નોંધ થઈ અને મારાં આંગળાંની છાપ પડાવવામાં આવી. એ છાપની નકલો જગતભરના પોલીસ અધિકારીઓને મોકલવામાં આવશે એમ એમણે મને કહ્યું. એથી મને બહુ દુઃખ થયું.

" સમાજના બધા વર્ગોમાં જેમ વ્હેમે ઘર ઘાલ્યું છે એમ આ વર્ગમાં પણ વ્હેમ પ્રવર્તે જ છે. કોઈ યુવતિને એક પછી એક એમ ત્રણ દેખાવડા પુરુષો જોડે જાતીય સંબંધ બાંધવાનું થાય તો એને અવશ્ય જાતીય રોગ થાય એવો એક વ્હેમ પ્રચલિત છે.

" એવી પણ એક માન્યતા છે કે આ સ્ત્રીની પાસે આવનાર પુરૂષ પાસેથી એણે રોકડા જ રૂપીઆ લેવા જોઇએ. પરચુરણ લેવામાં અયુક્ત છે.

" આવા તો કંઇક વ્હેમોનાં દૃષ્ટાંત હું આપી શકું.

" હું વ્હેમી છું એમ તો કોઇ ન કહે. પણ મારાં એક ' ગૃહ 'માં થોડાં વર્ષ પહેલાં એક વિચિત્ર બનાવ બન્યો હતો. એ મકાનમાં ભૂતનો વાસ છે એવી લોકવાયકા હતી. એટલે મને એ મકાન ઓછાં ભાડાંમાં મળ્યું હતું. પ્રાચીન સ્થાપત્યના નમુના શી એ હવેલી હતી.

"મેં એ 'ગૃહ' માં છ કે આઠ યુવતિઓ જ રાખી હતી. ભૂત વિષેની વાત એમણે સાંભળી હતી કે નહિ એ હું નથી જાણતી. ગમે તેમ પણ એમનાં મનમાં પણ એ ખ્યાલ તો ઘુસી જ ગયો હતો કે આ મકાનમાં ભૂત થાય છે. અને એક ખંડમાં તો એમાંથી કોઈ રાત્રે જતું જ નહિ.

"થોડા દિવસે એક યુવતિ ઓચિંતી એ મકાનમાંથી ગુમ થઈ. મારાં 'ગૃહો'માંથી મારી જાણ બહાર કોઇ યુવતિ નાસી જઈ શકે એ તો અશકય લાગતું હતું. એટલે આ બનાવને પરિણામે 'ગૃહ'માંની બધી જ યુવતિઓ અતિ ભયભીત બની ગઇ.

"પછી તો બે વર્ષ સુધી કંઇ નવો બનાવ ન બન્યો. અને પછી એક રાત્રે એક કરૂણ ચીસને પરિણામે હું અને 'ગૃહ'માંની યુવતિયો જાગી ગયાં. પથારીમાંથી એકદમ હું ઉભી થઇ ગઇ. અવાજની દિશામાં હું ઉપડી. એક ખંડમાં 'ઉં હં! ઉં હં!' એવો અવાજ આવતો હતો. મકાનમાં વીજળીની બત્તિ તો હતી જ નહિ. પણ એક ફાનસ કરી હું ખંડમાં લઇ ગઇ. એક પથારી ઉપર આંચકા ખાતી એક યુવતિ પડી હતી. એને ચિત્તભ્રમ થઇ ગયું હોય એમ લાગતું હતું.

"મેં પાણી છાંટી, એમોનીયા સુંઘાડી એને શાંત કરી. શુદ્ધિમાં આવતાં જ એ મને વળગી પડી. પછી એણે પોતાની વાત કરી.

'રાતના ઓચિંતાની મારી ઉંઘ ઉડી ગઈ. મને ભય લાગવા માંડયો. બત્તિ કરવા માટે દિવાસળીની પેટી લેવા ટેબલ ઉપર મેં હાથ લંબાવ્યો, ત્યાં કોઇનો ઠંડો, ભેજવાળો

હાથ મારા હાથ ઉપર મૂકાયો. એથી મને ત્રાસ થયો. મેં બૂમ મારી. અને પછી શું થયું એ મને ખબર નથી.'

"આ બધું અર્થહિન લાગતું હતું. એ યુવતિને કંઇક ભયાનક સ્વપ્ન આવ્યું જ હશે. એ જ યુવતિએ મને એક વેળા કહ્યું હતું કે રાતમાં એને લાકડીઓ ખડખડવાનો અવાજ એના ખંડ નજીક જ સંભળાયો હતો. એ અવાજ તદ્દન ધીમો હતો. પણ અવાજ હતો તો નિઃશંક.

"આ બનાવ પછી આ યુવતિઓ ઉપર કાબુ રાખવાનું અશક્ય થઇ પડ્યું. એ મકાનમાં જરાયે રહેવાની એમણે સાફ ના પાડી. આત્મહત્યા કરવાની એમણે ધમકી આપી. એમને એટલો બધો ભય લાગ્યો હતો.

"એટલે એ મકાનનો ત્યાગ કરવાનો મેં નિર્ણય કર્યો. પણ આ નિર્ણયની જાહેરાત પહેલાં તો મકાનને આગ વાગી. એ આગ લાગીને એક ક્ષણમાં સંપૂર્ણ રીતે વસ્ત્રસજ્જ થઈને આ યુવતિઓ પોતાના ખંડોમાંથી બહાર દોડી ગઈ. એટલે મને લાગે છે કે આગ એમનું જ કાવત્રુ હોવું જોઇએ.

"અને હવે મારાં બયાનનો વિચિત્ર અંત આવે છે. બહાર ઉભાં ઉભાં અમે આગ તરફ જોઈ રહ્યાં હતાં. આગના બંબા હજુ આવ્યા ન હતા. ત્યાં મકાનની એક બાજુ ગબડી પડી. બીજા માળ ઉપર જાડી પત્થરની દિવાલો વચ્ચે એક ખંડ દેખાયો. એ ખંડનાં અસ્તિત્વની અમને ખબર જ ન હતી. એ ખંડમાં કેટલાયે ભરેલા કોથળા હતા. થોડી વારે એ કોથળાને અગ્નિ લાગ્યો. અને અમને વિસ્મિત કરે એ રીતે એમાંથી માનવ—અસ્થીના ઢગ નીકળી પડ્યા. ત્રણ ચાર

મનુષ્યનાં થાય એટલાં એ હાડકાં હતાં. આ ખંડ ચીસો પાડનારી યુવતિના ખંડની બાજુમાં જ હતો.

"મને તો લાગે છે રાજ્ય ક્રાંતિના કોઇ સમયમાં કોઈ રાજ્ય–વિરોધીએ સંતાવા માટે આવા પ્રકારનો ખંડ તૈયાર કર્યો હશે. એનાં દ્વારની કોઇને માહિતિ મળે એવું નહિં હોય. અને આ હાડકાં એણે કદાચ કંઈક અભ્યાસ કરવા ત્યાં રાખ્યાં હશે. પણ ભૂતના વાસની વાત તો હાસ્યસ્પદ લાગે છે.

× × ×

સૌન્દર્યવતિ કેટલીયે સ્ત્રીઓ પુરૂષને આકર્ષતી નથી. જ્યારે કેટલીયે સૌન્દર્યહીન–અને બેડોળ પણ–સ્ત્રીઓ પુરૂષો ઉપર અજબ અસર કરે છે–એમનામાં તીવ્ર કામેચ્છા પ્રકટાવે છે. આનું કારણ શું હશે? એવું કૈંક ન સમજાય એવું છૂપાયેલું આકર્ષણનું તત્ત્વ હશે? કે પછી આ સ્ત્રીઓમાં એવું કોઇ અનેરૂં વ્યક્તિત્વ હશે?

"જગતભરમાં વિસ્તરેલા આ વ્યવસાયનો વિનાશ યોજવાના અનેક પ્રયત્નો મારફતે 'લીગ ઓફ નેશન્સ' [ રાષ્ટ્રસંઘ ] મારફતે થયા છે થાય છે. એ બધા પ્રયત્નોનો હું કાળજીપૂર્વક અભ્યાસ કરૂં છું. આ વ્યવસાયના કેટલાયે સંચાલકોને રાષ્ટ્રસંઘની આ પ્રવૃતિ નથી ગમી. પણ મને અ પ્રકૃતિથી જરાયે દુઃખ નથી થયું ક્રોધ નથી–આવ્યો. 'વિહાર ગૃહો' કાયદાથી બંધ થઇ શકે એ હું સ્વીકારૂં છું પણ આ વ્યવસાયની જડ કાયદો નહિ ઉખેડી શકે. ખોરાક એ માનવીની જેમ શારીરિક જરૂરી છે એમ વેશ્યાવૃત્તિ એ આજના સમાજની સામાજીક જરૂરત છે. આ વ્યવસાયનં. સંચાલનમાં અડચણો ઉભી કરી શકાય, એ વ્યવસાયને વધારે મૂશ્કેલ બનાવી શકાય, પણ એ વ્યવસાયનો અંત કોઇપણ સંયોગોમાં ન આવી શકે. અને એ વ્યવસાય આજે ઉભો થયેલો નવો વ્યવસાય નથી. ભૂતકાળમાં પણ એનું અસ્તિત્વ હતું. સ્વરૂપ પલટો થયો છે એ વાત સાચી છે. પણ જ્યારથી વ્યવસાય માટેનાં કારણો ઉભાં થયાં ત્યારથી એ વ્યવસાય

થયો છે. પ્રાચીન રોમમાં, પ્રાચીન ગ્રીસમાં અને બધે જ એ વ્યવસાયનું અસ્તિત્વ હતું. એટલે આજે એ પરિસ્થિતિનો એટલી સરળતાથી ઉકેલી લાવવાની આશા રાખવામાં ભૂલ છે.

× × ×

" વિસ્ફોટક (Syphilis)નો રોગ બહુ પ્રાચીન નથી. ચાર શતક પહેલાં તબિઓને એ રોગનાં અસ્તિત્વની માહિતિ ન હતી. કેન્સર અને ક્ષયરોગની જેમ પછી માહિતિ મળી એમ આ રોગ વિષે પણ થયું. ધાર્મિક અંધશ્રદ્ધાના સમયમાં એમ મનાતું કે પાપની સજા તરીકે ઇશ્વર વિસ્ફોટકનો રોગ મોકલે છે. આ વ્હેમનો પ્રચાર શુભપરિણામી હતો, એ એક મહત્વનું કાર્ય કરતો હતો. એક વૈજ્ઞાનિકે કહ્યું છે કે વિસ્ફોટકના રોગથી પિડાતાં મનુષ્ય માત્રને આપણે આજે એ રોગમાંથી મુક્ત કરી શકીએ તો પણ આવતી કાલે નવાં સ્વરૂપે એ રોગ દેખા દેવાનો. એનાં મૂળ, એનાં કારણનું અસ્તિત્વ હશે ત્યાં સુધી એ રોગનું અસ્તિત્વ રહેવાનું. કુદરતના કાનુનનો ભંગ કરનારને એનાં પરિણામ ભોગવવાં જ પડે. અસાધ્ય વ્યાધીના ભોગ એણે થવું પડે. એ વ્યાધીથી રક્ષણ મેળવવાનો એક જ સાચો માર્ગ છે. એ માર્ગ છે કુદરતના નિયમોનાં પાલનનો. જાતીય સંબંધીમાં જરા જેટલી પણ અનિયમિતતા આ વ્યાધીનાં ઉત્પાદનનું કારણ બની શકે.

" આ વિષય વિષે આટલી વિગતથી હું નોંધ લઉં છું એનું કારણ એ છે કે એના વિષેનું અને એનાં પરિણામ વિષેનું જ્ઞાન જો લોકોને મળે તો એના ભોગ થતાં અટકવાના એ પ્રયત્ન કરે.

" બધી જ વેશ્યાઓ જો આ રોગથી મુક્ત થાય તો એ રોગનો વિનાશ તો ન થાય—પણ એ રોગની શક્યતા

અવશ્ય ઘટે. એટલે આ રોગ ન થાય એ માટે કેવી સલામતી યોજવી ઘટે એ જ્ઞાન સૌને આપવા સાથે કેટલાક લોકો વિરોધ કરે છે. એવાં જ્ઞાનના પ્રચારથી અનીતિ સરળ બને, એવો આ લોકનો ભય છે. એ લોકોને ખબર નથી કે આ જ્ઞાનના અભાવે પ્રજાની પેઢીની પેઢી જોખમમાં રહે છે. આજની સામાજીક પરિસ્થિતિ જ એવી છે કે જ્યાં માનવી માત્ર તંદુરસ્ત જાતીય જીવન જીવી શકે. એટલે માત્ર પોતાની જ નહિ પણ પોતાનાં બાળકોની અને પેઢીની તંદુરસ્તી માટે પણ આ જ્ઞાનનો પ્રચાર આવશ્યક છે.

આ જ્ઞાનનો પ્રચાર ઉંટવેદોને અને અવૈજ્ઞાનિક ઉપચારો બતાવનારાઓને ઉત્તેજન આપે એવો સંભવ છે અને એટલા માટે એ પ્રચાર ન થવો ઘટે. આવું પણ એક કારણ આપવામાં આવે છે.

આવું ઉત્તેજન મળે એ વાત તો સાચી છે. તાલીમ પામેલ તબિબ સિવાય બીજાઓની સલાહ લોકો લેવા માંડે તો પણ આ પરિણામ આવે. પણ એ દલિલ તો વ્યાધીમાત્ર વિષે સાચી છે. બીજા વ્યાધીઓમાં જો ઉંટવૈદું ચાલવા દેવામાં આવે એ વ્યાજબી છે તો એટલા જ પ્રમાણુમાં આ વ્યાધી માટે પણ એ વ્યાજબી ઠરે.

વળી, એમ પણ કહેવામાં આવે છે કે આ દરદથી પિડાવાનો જેને ભય હોય છે એ દાક્તર પાસે જઇને વાત નથી કરી શકતા. આ વાત મૂર્ખ સિવાય બીજા કોઇને વિષે સાચી નથી. દાક્તર તરીકે દાક્તરને જે કહેવામાં આવે છે એ કોઇ દિવસ જાહેર નથી જ થતું.

× × ×

"રશિયામાં ક્રાંતિ થઈ ત્યારે એ દેશના ઉમરાવો અને શ્રીમંતોમાં કુટુંબો ત્યાંથી નાસી છૂટ્યા અને બુખારેસ્ટ અને ઇસ્તંબુલ જઈને વસ્યા. એ કુટુંબોની યુવતિઓ જીવન–નિર્વાહ માટે વલખાં મારતી હતી. જે કંઈ વ્યવસાય મળે એ સ્વીકારવા એ તૈયાર હતી. નારી શરીરનો વેપાર કરનાર લોકોએ આ તક જોઈને ગીધનાં ટોળાં મૃતદેહ ઉપર જેમ ઝડપથી આવી જાય એમ આ માનવ ગીધડાં ત્યાં આવ્યાં–કોડીબંધ આવ્યાં અને હું પણ ત્યાં ગઈ. એ વ્યવસાયમાં આગેવાન સ્થાન ભોગવતી એવી હું ત્યાં પહોંચ્યા વિના શી રીતે રહી શકું ?

"આ ચાંચીયાગીરીની તો હું ઘણીએ વિગતો આપી શકું. અમારાં ભોગ બનનારના અસંખ્ય ફોટોગ્રાફ મારા પાસે છે. કુલીન અને ઉમરાવ કુટુંબની સ્ત્રીઓ, જેણે જીવનભર સુખ અને એશઆરામ જોયાં છે, જેને પૂરતા પ્રમાણમાં શિક્ષણ મળ્યું છે એ પણ જો ભૂખમરાથી બચવા આ માર્ગે પગલાં માંડે તો સામાન્ય વર્ગનાં અજ્ઞાન મનુષ્યો સામે ટીકા કરવામાં ડહાપણ ક્યાં છે? બીજા વ્યવસાય મેળવવાનો આ યુવતિઓએ પ્રયત્ન કર્યો હતો, પણ જેમને બીજા વ્યવસાયની તાલીમ જ ન મળેલી એમને એ ફાવે જ શી રીતે ? એટલે એમને બધેથી જાકારો જ મળતો હતો, એમનાં અપમાન થતાં હતાં, એટલે જ્યારે અમારા કર્મચારીઓ એમને મળતા ત્યારે સફળતા મેળવતા.

"અને એમની અનુભવ–કથાઓ ! સંસ્કૃત જગતમાં રહેનારને એ આશ્ચર્ય અને શોકમાં ગરકાવ કરી દે. એમાંની

કેટલીયે ઉપર બળાત્કાર કરવામાં આવ્યા હતા. એમના ઉપર કંઈ કંઇ પાશવી દમન ચાલ્યું હતું.

"આવી યુવતિઓ માટેની માંગ વિશાળ હતી. એ માંગને પહોંચી વળવાનું મૂશ્કેલ હતું. અને તેથી એમનું મૂલ્ય અનેક ગણું વધી ગયું.

× × ×

"ઉચ્ચ કુટુંબના, બુદ્ધિશાળી અને કેળવાએલા માનવી જ્યારે અવનત થાય છે અને બદમાશ બને છે ત્યારે એ સામાન્ય બદમાશ નથી બનતા—બડા બદમાશ જ બને છે. સ્ત્રીઓ વિષે પણ આ સાચું જ છે.

"યુવતિઓ ગુમ થયાના કૈંક દૃષ્ટાંતો વિષે આપણે વાંચીએ છીએ. જગતભરમાં આ હકીકત બની રહી છે પણ આપણને માહિતિ મળે છે, એનાથી તો કેટલાંયે મોટાં પ્રમાણમાં યુવતિઓ ગુમ થાય છે. પ્રતિષ્ઠિત ગૃહસ્થની પુત્રી ગુમ થાય તો વર્તમાન-પત્રોમાં, ચૌટે ચૌટે અને ઘરેઘરે એ વાત થાય પણ અમે મોટે ભાગે તો એવા વર્ગની યુવતિ-ઓને મેળવીએ છીએ કે જેની સમાજને પડી નથી. એટલે એને વિષે કંઈ ખળભળાટ પણ નથી થતો.

"મોટા શહેરમાં આજીવિકા મેળવવાની આશાએ કોઈ વિધવા આવે છે તો એને ઉદાર લાગતી કોઈ સ્ત્રી મળે છે, એના તરફ સહાનુભૂતિ બતાવે છે. યુવતિ જો એની સહાય સ્વીકારે છે તો એ મહા આપત્તિ નોતરે છે.

" રેલ્વેના ડબામાં, સ્ટેશન ઉપર અને એવાં સ્થળોએ આ પ્રકારની સ્ત્રીઓ શિકારની શોધમાં સદાએ ફરતી હોય છે.

× × ×

"મારા જીવનના આરંભના અનુભવોમાં મેં એક પુરૂષનું નામ આપ્યું છે. એ અરવિંદ હતો. એને વિષે ફરીને મેં નિર્દેશ નથી કર્યો.

"મારા જીવનમાંથી એ દૂર ચાલ્યો ગયો છે. પુરૂષોનો સામાન્ય ગુણ—અસત્ય—એનામાં પણ હતો. એ બુદ્ધિપૂર્વક અસત્યનું આચરણ કરતો. મને એણે છોડી દીધી એ માટે હું એને દોષિત નથી ગણતી. એનાથી હું દોરવાઇ ગઇ એ માટે હું મને પોતાને જ દોષ દઉં છું. એ મારાથી અવશ્ય કંટાળી ગયો હતો. એકજ સ્ત્રી તરફ જીવનભર આકર્ષણ જેને રહે એવો પુરૂષ વિરલ જ હશે. એક વેળા એ અવશ્ય મને ચાહતો હતો. એને મારે માટે સાચે જ પ્રેમ હતો.

"એની વાત જરા વિગતથી કરૂં. આ વ્યવસાયમાં અમે ભાગીદાર હતા એ વાત તો મેં આગળ કરી છે. અને જીવન—સંગાથી પણ હતા. અવન્તિકાબાઇનાં અવસાન પછી અઢાર મહીને એક સુંદર યુવતિ અમારે ત્યાં આવી. અનેક યુવતિઓ જોડે એ આવી હતી. અમારા નિયમ અનુસાર અરવિંદ અને હું એ યુવતિઓનું નિરીક્ષણ કરવા ગયાં. અરવિંદે એ યુવતિ તરફ જે પહેલી નજર નાખી એ મેં જોઇ. નિરીક્ષકની સામાન્ય કુતુહલભરી એ નજર ન હતી. એ અસામાન્ય નજર હતી અને ક્ષણમાત્રમાં હું એનો અર્થ પામી ગઇ. બીજે દિવસે કૈંક બહાનુ કાઢીને એણે મને કહ્યું કે આ યુવતિને એ એકાંત મળવા માગે છે. એ દિવસ, પછીને દિવસે અને પછી ઘણા દિવસ સુધી એ યુવતિને એ એકાંતે મળ્યા કર્યો. રાત્રે પણ એને એ મળતો. અને એ દિવસો દરમિયાન મારા માટેની એની લાગણી ઘટતી જતી હું જોઇ શકતી હતી. પછી તો એ યુવતિને કોઇ શ્રીમંત

પાસે જાતે જ લઈ જવાની યોજના એણે કરી. એમ કરવાથી મોટું મૂલ્ય મળશે, એવી એની દલિલ હતી. પણ સાચી વાત તો એ હતી કે મારા માટેનો એનો પ્રેમ નાશ પામ્યો હતો અને એ પ્રેમનું આરોપણ આ યુવતિમાં થયું હતું. એની જોડે એ બીજે રહેવા જવા માગતો હતો. મને લાગે છે કે એજ સમયે મારે એને આ વાત કહી દેવી જોઈતી હતી, પણ મેં એમ ન કર્યું. એને માટે મને તીવ્ર ઇર્ષા વ્યાપવી જોઇતી હતી. પણ મને તો જરાયે ઇર્ષા ન આવી. મને હવે દરકાર રહી નહતી. જગતને હું પારખી ગઈ હતી. એ સમયથી પુરૂષ–જાત તરફ મને ધિક્કાર રહ્યા કર્યો છે–પુરૂષ માત્ર એવા ન હોય એમ જાણવા છતાંએ.

"આ પછી હું અરવિંદને મળી નથી. એ દિવસથી આજ દિન તક હું એને મળી નથી અને ભવિષ્યમાં મળવાની નથી. કદાચ એ મૃત્યુ પણ પામ્યો હશે, પણ મને તો એના વિષે કંઇ ખ્યાલ જ નથી.

"એની જોડેનો મારો કરાર મૌલિક હતો. આવા કરાર મૌલિક હોય છે. અમારો એ કરાર રદ થયો છે. એણે મને એક કાગળ લખ્યો, મેં એનો જવાબ આપ્યો અને એ રીતે આ કરારનો અંત આવ્યો.

" **નાણાંની** ધીરધાર કરનાર વર્ગમાં પણ એવી વ્યક્તિઓ છે કે જે પોતાનાં ગ્રાહકોને અનીતિને માર્ગે જવાની ફરજ પાડે છે. સારી સ્થિતિની એક સ્ત્રીને એક વેળા થોડી રકમની જરૂરત પડી. એણે એવા એક ધીરધાર કરનાર પાસેથી થોડા પૈસા લીધા. પણ એ પૈસા પાછા આપી શકે એવી સ્થિતિ જ ન આવી. ક્રમે ક્રમે એનું દેવું વધતું ચાલ્યું. એને નાણાં ધીરનારને એવી માહિતિ મળી કે રાતના એ સ્ત્રી જુગારમાં પૈસા વેડફી નાખે છે. એટલે પૈસા પરત કરવાની પરિસ્થિતિ ઉભી જ નથી થતી. છેવટે એ ધીરનાર પાસે કંઇક માર્ગ યોજવાની વિનવણી કરવા ગઇ.

એટલે આ ધીરધાર કરનાર પોતાની જાળ બિછાવવાનો આરંભ કરે છે. મીઠાશથી એ વાત કરે છે. પણ હવે આ દેવાને વધારે વખત ઉભું રાખવાની પોતાની અશક્તિ જાહેર કરે છે. દેવાંની સંપૂર્ણ પતાવટ કરવાનો એક જ માર્ગ ખુલ્લો છે એવી એ જાહેરાત કરે છે. એને એમ પણ કહે છે કે

એના કેટલાયે પુરૂષમિત્રોને એના માટે આકર્ષણ છે. એ શ્રીમંત છે. ધારે તો એને એની મુશ્કેલીમાંથી એ ઉગારી શકે એમ છે. એમાંના કેટલાક જોડે આ ધીરધાર કરનારને અંગત સંબંધ છે. જો એને વાંધો ન હોય તો એનાં દેવાની પતાવટ કરી આપવા એને વિનવે – એક શરતે કે આ સ્ત્રીએ એ શ્રીમંત–મિત્રને પોતાનાં અંગ જોડે થોડી છૂટ લેવા દેવી.

"આરંભમાં, સામાન્ય રીતે આ સ્ત્રી ખૂબ રોષ બતાવે છે. ગુસ્સે થઈને કેટલીયે વાર એ ધમાલ પણ કરી મૂકે છે. એ ગુસ્સો થોડા જ સમયમાં ઓગળી જવાનો છે એમ ધીરધાર કરનાર જાણે છે. વધારે તીવ્ર રોષ વધારે ઝડપથી ઓગળી જાય છે. ત્યાં ને ત્યાં જો એ સ્ત્રી ધીરધાર કરનારની સૂચના મંજૂર નથી રાખતી તો પણ થોડા દિવસે એ પોતાની સંમતિ આપી જાય છે.

"આમ સંતલસ થયા પછી ધીરનાર કરનાર પેલી સ્ત્રી માટે આકર્ષણ ધરાવનાર પુરૂષોને મળે છે અને પોતાની યોજના એમના સમક્ષ રજૂ કરે છે. સૌથી વધારે રકમ આપવા તૈયાર થાય એ પુરૂષ જોડે પેલી સ્ત્રીનો સંબંધ એ ગોઠવી આપે છે.

" મારો આ વ્યવસાય છે એમ મારા ચ્હેરા ઉપરથી, હાવભાવ ઉપરથી, પોષાક ઉપરથી કે એવાં કોઈ બાહ્યચિન્હ ઉપરથી કોઈ ન કહી શકે. આવા વ્યવસાયમાં પડેલાં અસંખ્ય સ્ત્રી–પુરૂષોને હું ઓળખું છું. પણ એમને જોઈને જ એ આવા અવનત માર્ગે જઈ રહ્યાં છે એમ કહી શકાય. પણ મને મારી આકર્ષક મોટરમાં જતી જોનાર એમજ માને છે કે હું એક અતિ–શ્રીમંત અને પ્રતિષ્ઠિત નારી છું. મારી ભાષા જેમ સંસ્કૃત છે એમ મારાં મુખની રેખાઓ સુકોમળ છે. મારું શરીર આજ પર્યંત સારું રહ્યું છે. વધારે પડતી ટાપટીપ હું કદાપી નથી કરતી. મારી ચાલ પણ ટટ્ટાર છે. મારો પોષાક આકર્ષક છે–પણ સાદો છે. સાચે જ પ્રતિષ્ઠિત અને નૈતિક જીવન ગાળતી અનેક સ્ત્રીઓ મને ઓળખે છે– મારા વ્યવસાય વિષે માહિતિ ધરાવે છે–અને છતાંએ મારા જોડે મૈત્રી–સંબંધ રાખે છે. ધારાસભાના સભ્યો જોડે, પરદેશના એલચીઓ જોડે અને રાજપુરૂષો જોડે અને કૈંક ધર્માચાર્યો જોડે મારે સંબંધ છે. એ લોકોને મારા વ્યવસાય વિષે રજમાત્ર માહિતિ નથી.

"મારા જાહેર આવાસમાં હું મહેફીલો ગોઠવું છું. એમાં હું સમાજમાં આગેવાન સ્થાન ભોગવતા ગૃહસ્થોને જ આમંત્રણ આપું છું. હું શ્રીમંત છું એટલે આ બધું કરી રહી છું એમ આ લોકો માને છે. આવી મહેફીલને સમયે પણ મને ઉપયોગી થઈ શકે, એવી કોઈ યુવતિ એમાં છે કે કેમ એની બરાબર કાળજી રાખું છું. અને મારાં રહેઠાણની નજીક રહેતી એક બે યુવતિ ગુમ થયાના બનાવ પણ બન્યા છે. પણ એમાં મારા તરફ કોઈને શંકા નથી આવી.

"મારું મૃત્યુ નજીક આવી લાગ્યું છે એમ મને લાગે છે. પણ એથી મને ભય નથી લાગતો. લોકોની સામાન્ય માન્યતા છે કે આવું વિકૃત જીવન જીવનાર જીવનના પાછલા ભાગમાં પશ્ચાતાપ કરે છે. પણ મને એ વાત ગળે નથી ઉતરતી. મને તો મારાં જીવનમાં પશ્ચાતાપ કરવા જેવું કશું ય નથી લાગતું. મૃત્યુ પછી શું છે એની મેં કોઈ દિવસ દરકાર નથી કરી—આજે પણ એવી દરકાર હું નથી કરતી.

"મૃત્યુ પછીની સ્થિતિ વિષે તો માત્ર કલ્પનાઓ જ છે. સાચી દૃષ્ટિએ, મને તો લાગે છે કે મૃત્યુ પછી કશું જ નથી."

**સુનયનાની** આત્મકથા અહીં પૂરી થાય છે. મૃત્યુ પહેલાં બે મહિને જ એ લખાઈ છે.

× × ×

સુનયનાનાં મૃત્યુ પહેલાં ચાર મહિને જ મારે ને એને ઓળખાણ થઈ. એ ઓળખાણ શી રીતે થઈ એ હું જાહેર નથી કરવા માગતો—એ ન જાહેર કરવાનું મેં સુનયનાને વચન આપ્યું છે. એનાં મૃત્યુ પછી આ વસ્તુને પ્રકાશન આપવાની શરતે એણે મને આ લખાણ સુપ્રત કર્યું હતું.

સુનયનાનો વ્યવસાય એક તરંગ છે એમ માનનારા અનેક છે. પણ જે માનવાની—સમાજનો સડો બહાર દેખાય એવું કશું જ માનવાની એ લોકો તો ના પાડે છે.

આ વ્યવસાયના અસ્તિત્વ વિષે લાંબી દલિલોની જરૂરત નથી. રાષ્ટ્રસંઘે આ વ્યવસાય વિષે વિગતવાર તપાસ કરી હતી. એ અહેવાલનો સાર આ નીચે આપ્યો છે.

સંપૂર્ણ આંકડાઓ તો નથી મળી શકતા પણ કેટલાક દેશોમાંથી જે આધારભૂત માહિતિ મળી શકી છે એ સાફ સાફ બતાવે છે કે આ વ્યવસાય વિશાળ પાયા ઉપર વિસ્તરેલો છે. સેંકડો સ્ત્રીઓ અને યુવતિઓ એક દેશમાંથી બીજા દેશમાં વેશ્યાવૃત્તિના વ્યવસાય માટે મોકલવામાં આવે છે. એમાંની કેટલીક પોતાના દેશમાં વેશ્યા હતી—પણ એવીયે ઘણી હતી કે જે ન હતી. આ સ્ત્રીઓને એક સ્થળેથી બીજે સ્થળે મોકલવાનું કામ કરનાર વ્યક્તિઓ જુદી જ છે. કાયદેસર રીતે જે પ્રદેશોમાં આ વ્યવસાય ચાલે છે એ પ્રદેશોમાં નોંધપત્રક ઉપરની વેશ્યાઓનો ૭૦ ટકા જેટલો ભાગ પરદેશી વેશ્યાઓનો છે. જ્યાં જાહેર રીતે આ વ્યવસાય નથી ચાલતો ત્યાં પણ આજની રીતે પરદેશી વેશ્યાઓનું પ્રમાણ મોટું જ હશે.

આ વ્યવસાય આંતર્રાષ્ટ્રીય છે. સ્ત્રીઓ અને યુવતિઓને પૈસાના બદલામાં જાતીય આવેગ સંતોષવાની ફરજ પાડવા માટે એ દેશથી બીજા દેશમાં મોકલવામાં આવે છે એટલે આ વ્યવસાયનાં સ્વરૂપને આંતર્રાષ્ટ્રીય કહ્યું છે.

# મિત્રોના આશિર્વચનો

તમારા પુરુષાર્થમાં તમને વિજય ઇચ્છું છું.

**શામળદાસ ગાંધી** [ તંત્રીઃ જન્મભૂમિ ]

તમે પ્રકાશન સાહિત્યનું કામ પૂર્ણ જવાબદારીથી લેવા પ્રારંભ કરો છો. તે પ્રસંગે મારી શુભેચ્છાઓ સમજશો.

**પ્રો. રામનારાયણ વિશ્વનાથ પાઠક**

તમારી સફળતા ઇચ્છું છું.

**રમણલાલ વસંતલાલ દેસાઈ**

તમારું સાહસ લોકકલ્યાણના માર્ગમાં સફળ બનો.

**'ધૂમકેતુ'**

તમને કે તમારી પ્રવૃત્તિને આશીર્વાદ આપવા જેવો પર કે વડીલ ગણાતો હોઉં તો મારા × × આશીર્વાદ છે.

**વિશ્વનાથ મગનલાલ ભટ્ટ**

તમારા સાહસને સફળતા ઇચ્છું છું.

**લીલાવતી મુનશી**

# શ્રી સાવિત્રી ગ્રંથમાળા

| વર્ષ ૧ લું | કાચું પૂઠું | પાકું પૂઠું |
|---|---|---|
| વીરાંગનાઓની વીરહાક | ૦-૨।। | |
| રાસ રમણું (બી. આ.) | ૦-૧૦ | |
| અરક્ષણિયા | ૦-૬ | |
| કલ્પનાનાં પ્રતિબિંબ | ૦-૮ | |
| ખાટીમીઠી બાળવાતો | ૦-૭ | |
| સમયનાં વ્હેણ | ૦-૫ | |
| ગૃહનીતિ | ૦-૧૨ | ૦-૧૪ |
| સોરઠી વિભૂતિઓ | ૦-૧૦ | ૦-૧૨ |
| **વર્ષ ૨ જું** | | |
| હેમા બહેન | ૦-૩ | ૦-૬ |
| વીરા રીગનર | ૦-૫ | ૦-૬ |
| રસિયણના રાસ | ૦-૧૨ | ૧-૦ |
| પ્રતિભા | ૦-૬ | ૦-૯ |
| ગૃહશિક્ષા | ૧-૦ | ૧-૪ |
| સિમંતિની | ૦-૧૨ | ૧-૦ |
| ધૂપદીપ | ૦-૮ | ૦-૧૨ |
| **વર્ષ ૩ જું** | | |
| કિલ્લેદારની કન્યા | ૦-૧૨ | ૧-૦ |
| સમાજની ભીતરમાં | ૦-૧૨ | ૧-૦ |
| સ્વર્ગની પરીઓ | ૦-૧૨ | ૧-૦ |
| ઉરદાહ | ૧-૪ | ૧-૮ |
| પરણ્યા પછી : ૧ લો | ૦-૬ | ૦-૮ |
| **વર્ષ ૪ થું** | | |
| રાસ કટોરી : | ૦-૧૨ | ૧-૦ |
| ગૃહ-લક્ષ્મી : | ૦-૧૨ | ૧-૦ |
| પદ્મિની | ૧-૮ | ૧-૮ |
| બકુલાબાવી (મ. નથી) | ૧-૮ | ૧-૮ |
| પરણ્યા પછી : ૨ જો | ૧-૦ | ૧-૪ |

**નવયુગ પુસ્તક ભંડાર : રાજકોટ**

સુભાષ પ્રીંટીંગ : અમદાવાદ

# નવયુગ

# ગ્રંથમાળા

**આ માળા માટે ગુજરાતના સાક્ષરનો અભિપ્રાય જુઓ**

આપની ગ્રંથમાળામાં પ્રગટ થએલાં કેટલાંક પુસ્તકો મ્હેં જોયાં છે અને એટલું તો કહ્યાં વગર ચાલે એમ નથીજ કે માળાના નામ પ્રમાણે નવયુગને ઘટે એવું જ્વલંત સાહિત્ય આપે બહાર પાડયું છે દેખાવ, વસ્તુ, લેખન એ સર્વમાં બલ અને નવિનતા જોઇ શકાય છે. આપની માલીકી નીચે એ માળા જનતાની વધારે સેવા સાથે એવી શુભેચ્છા હું ધરાવું છું.

**[illegible] દેસાઇ**



આથી વધું શું જોઇએ?

**: [illegible] :**

◆

લવાજમ દેશમાં : પરદેશમાં
કાચું પૂઠું ૩—૦—૦ સીલીંગ સાત
પાકું પૂઠું ૪—૦—૦ સીલીંગ આઠ

**વર્ષ ૪ થું**

| | કાચું પૂઠું | પા |
|---|---|---|
| ઈરાન | ૦—૮ | ૦ |
| સ્વરાજ્ય અને સંરક્ષણ | ૦—૮ | ૦ |
| એડોલ્ફ હીટ્લર | ૦—૮ | ૦ |
| સંધ્યાના રંગ | ૧—૦ | |
| સૌરભ | ૦—૮ | ૦ |
| યુગાંતર | ૦—૧૨ | |

**વર્ષ ૫ મું**

| | | |
|---|---|---|
| કોરી કિતાબ | ૧—૪ | |
| પૂર્વજોના પાગે | ૧—૪ | |
| અફઘાનીસ્તાન | ૦—૮ | ૦—૧૨ |
| એ ક્રાંતિકાર | ૦—૧૨ | ૧—૦ |
| ખિલખિલાટ | ૧—૦ | ૧—૪ |

**વર્ષ ૬ ઠું**

| | | |
|---|---|---|
| ગ્રામવિચારણા | ૦—૬ | ૦—૮ |
| જીવનચક્ર | ૧—૦ | ૧—૪ |
| નિભંગકલા | ૧—૪ | ૧— |
| લગ્ન : ધર્મ કે કરાર | ૧—૪ | ૧— |
| દશમી | ૦—૮ | ૦—૧ |

**વર્ષ ૭ મું**

| | | |
|---|---|---|
| પાંખડીઓ | ૧—૪ | ૧—૮ |
| રામરોટી | ૧—૪ | ૧—૮ |
| સંહાર | ૧—૮ | ૨—૦ |
| મારા વિના નહિ ચાલે | ૦—૧૨ | ૧—૦ |

**વધુ વિગત માટે**

**— મોટું સૂચિપત્ર મંગાવો —**